٧٨٦ هوالمل یامعین

# કૃષ્ણ કથા.

અસલ ઉર્દુમાં લખનાર,



ખ્વાજા હસન નિઝામી સાહેબ દહેલવી.

અનુવાદક,

નિઝામુદ્દીન એ. કુરેશી.

કીમત રૂ. ૧.

૭૮૬

# કૃષ્ણ કથા.

અનુવાદક


નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી

ત્રણ દરવાજા—અમદાવાદ.



પ્રકાશક

નિઝામીયા બુક ડિપોના માટે

સરદારખાન ફેઝુદ્દીનખાન હસની

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃતી ૧ લી — પ્રત ૫૦૦

સને ૧૯૧૮ — હિજરી ૧૩૩૬

કીમત એક રૂપીયો

**Mr. Nizam-ud-Din Quraishi.**

Born on 1301 A. H.



મી૦ નિઝામુદ્દીન કુરેશી.

જન્મ સને ૧૩૦૧ હીજરી.

# પ્રસ્તાવના

દીલ્હીના પ્રખ્યાત બુઝુર્ગ તથા મારા ગુરૂ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ કે જેઓએ ઉર્દુ ભાષામાં ફિલ્સુફીનાં તથા ધાર્મિક વિષયના અસંખ્ય પુસ્તકો રચ્યાં છે તેમણે ઉર્દુ ભાષામાં " કૃષ્ણબીતી " નામનું સચિત્ર પુસ્તક પ્રકટ કર્યું છે, અને તેમનાં બીજાં પુસ્તકોની પેઠે કૃષ્ણ બીતીએ પણ જનસમૂહનો સારો ચાહ સંપાદન કર્યો છે. એ પુસ્તક એમણે મિસીસ સરોજની નાઈડુને અર્પણ કર્યું છે તે પરથી પણ એ પુસ્તકની લોકમાન્યતા સાબિત થાય છે. એ પુસ્તક ઉર્દુ જાણનાર દરેક કોમમાં પ્રખ્યાત થએલું જોઇને હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે એનું ભાષાંતર ગુજરાતીમાં કરવાની મને આજ્ઞા આપી, ને તે પરથી આ પુસ્તકનો મેં ગુજરાતીમાં તરજુમો કર્યો છે.

એક મુસલમાનને માટે કૃષ્ણચરિત્ર ને ગુજરાતી ભાષા બંને ત્રાહીત હોવાથી સંભવિત છે કે આ પુસ્તકમાં દોષ નજરે પડે તો તે માટે હું વાંચનાર સુજ્ઞો પાસેથી ક્ષમા ચાહું છું. જો એવી ભૂલો કોઇ ગૃહસ્થ સુચવશે તો બીજી આવૃત્તિ વખતે તે ઉપકાર સાથે ધ્યાનમાં લેવામાં આવશે.

હિંદુઓના એક મહાન પુરૂષના ખરા જન્મ ચરિત્રથી મુસલમાનો જાણીતા જાય અને હિંદુ મુસલમાનોમાં એક બીજાના ધર્મ સંબંધી જે ભૂલ ભરેલા વિચારો સમાએલા છે તે મટી જઇ ખરી હકીકતથી વાકિફ થાય એ મૂળ પુસ્તકના કર્ત્તાનો ઉદ્દેશ હતો તેજ ઉદ્દેશ મારો પણ છે. કેમકે ગુજરાતના મુસલમાનોમાં ગુજરાતી જાણનારની સંખ્યા વિશેષ હોવાથી તેઓ શ્રીકૃષ્ણના ખરા ચરિત્રથી આ પુસ્તક દ્વારા જાણીતા થશે ને જો એ પ્રમાણે બનશે તો મને મારી મહેનતનો ખરો બદલો મળ્યો એમ હું સમજીશ.

**નિઝામુદ્દીન કુરેશી**

# દીબાચો.

આપવીતી ને જગવીતી બધા સાંભળતા આવ્યા છે. હું તેની વીતી સંભળાવું છું, જેણે હિંદુસ્તાનવાળાઓને આપણી વીતી સમજવાની રીત બતાવી. જે જગવીતીની છબી ઉતારીને મૂકી ગયો, જે વડે હિંદુસ્તાનીઓને પોતાનાં શરીર અને આત્માની જિંદગીનો રસ્તો માલુમ પડયો.

તે માણુસ હતો, માણુસથી જન્મ્યો હતો, તેણે માણુસોની પેઠે આ જગતમાં ઉમરના દહાડા કાઢયા હતા; નાનપણમાં કમજોર હતો, જવાનીમાં જવાનમર્દ હતો, ઘડપણમાં તેનું શરીર નબળું પડયું હતું પણ બુદ્ધિ વધી હતી.

મેં શ્રીકૃષ્ણજી, ગીતાના કર્ત્તાની વીતી લખી છે. તે હિંદુ હતા, હું મુસલમાન છું. પરંતુ મારો ઇસ્લામ ધર્મ વિદ્યા અને વિદ્વાનોની પ્રીતિ શીખવે છે. પછી તે ગમે તે ધર્મનો હોય કે ધર્મના હોય.

શ્રી કૃષ્ણજીનાં વિદ્યા અને કર્ત્તવ્યો ઉપરથી જો કે મુસલમાનોની કોમ બેખબર છે, કે ખબરદાર છે પરંતુ એમના સંબંધી તેમની માન્યતા સારી નથી. એ વાંક હિંદુઓનો પોતાનો છે. જેમણે શ્રીકૃષ્ણને પોતાના ઐચ્છિક વિચારો પ્રમાણે દુન્યાની સામે જાહેર કર્યા છે. બલ્કે ન્યાયથી જોઇએ તો બધા હિંદુઓનો પણ વાંક નથી. પ્રેમ એવી વસ્તુ છે કે કેટલીક વખતે માણુસને ખોટે રસ્તે ચડાવી દે છે. હિંદુઓની કેટલીક વ્યક્તિઓ શ્રીકૃષ્ણની પ્રીતિમાં હદથી આગળ વધી ગઇ, અને પોતાની ઉંચી કવિત્વ શક્તિ તેમનાં વખાણુમાં ખરચ કરવા લાગી. કવિતા માણુસોના મનના ઉભરાની છબી છે. જગતને પોતાના મનના જેવા ઉભરા

હતા, તેવાજ શ્રીકૃષ્ણની તરફ પણ સંબંધ રાખતા બતાવવા માંડયા. અથવા શ્રીકૃષ્ણનાં કર્તવ્યોને પોતાના ઉભરાની દૃષ્ટિએ જોયાં. પ્રથમ એક નાનું ટોળું આવા વિચારોવાળાઓનું હશે, અને સમજદાર તથા વિદ્વાન લોકો આ સામાન્ય માન્યતાને નાપસંદ કરતા હશે, અને તેમણે એને અટકાવવા માટે એટલા માટે કોશિશ નહિ કરી હોય. તેઓ જાણતા હતા કે સાધારણ લોકોની માન્યતા થોડાજ વખતમાં નાશ પામે છે. આ માન્યતા પણ થોડાક દિવસમાં નાશ પામશે. અથવા તો એવા હલકા માણસોની સામે થવામાં પોતાની પ્રતિષ્ઠાનો વિચાર આવતો હશે, અને પોતાની વિદ્યા તથા સત્તા ઉપર નિશ્ચિંત રહ્યા હશે. જેનું પરિણામ એ આવ્યું કે ધીમે ધીમે આ સાધારણ માન્યતાએ જડ ઘાલી અને તે ખાસ લોકો ઉપર પણ સત્તા ધારણ કરી બેઠી અને બધી કોમ શ્રીકૃષ્ણને એકજ નજરથી જોવા અને એકજ આસ્થાથી માનવા લાગી અને બીજી કોમોની નજરોમાંથી પોતાના પવિત્ર ગુરૂની પ્રતિષ્ટા ઘટાડી દીધી.

તો શું આ વાંક બધા હિંદુઓને માથે મૂકી શકાય? નહિ. દરેક સમયમાં એવા વિદ્વાન ને બુદ્ધિશાળી હિંદુઓની મોટી સખ્યા મોજુદ રહી છે કે જેઓ શ્રીકૃષ્ણની ખરી પદવીથી વાકિફ હતી, અને એવી નકામી વાતોને ઢોંગજ સમજતી હતી કે જેનો સંબંધ શ્રીકૃષ્ણ સાથે બતાવવામાં આવે છે. તે માટે ન્યાય એમ કહે છે કે અન્ય કોમો આ વાંક બધી હિંદુ કોમનો ન કાઢે કે તેમણે પોતાના પવિત્ર આગેવાનને ગંદી વાતોથી ખરડીને જગતની આગળ ઉભા કર્યા છે.

આ પુસ્તક લખવામાં મારી મુખ્ય મતલબ એજ છે કે મુસલમાનોને શ્રીકૃષ્ણની ખરી હકીકત બતાવું, અને

તેમના પવિત્ર મગજને એક ઉત્તમ માણસના તરફથી વહેમમાં ન પડવા દઉં કેમકે એ કૃત્ય કુરાન શરીફની નસીહતની વિરૂધ્ધ છે. કારણ કે "કેટલીક માન્યતાઓમાં પણ ગુનાહ રહેલો છે." મારૂં માનવું છે કે શ્રીકૃષ્ણને અભણ હિંદુઓ અને વગર ભરોસાવાળાં પુસ્તકો ઉપર વિશ્વાસ રાખી છેલ છબીલા, દગાબાજ, ને કલહપ્રિય સમજવા એ સત્ય વાતથી વિરૂદ્ધ અને મોટો ગુનોહ છે.

હું મારી આ ધારણામાં કેટલે દરજ્જે ફળીભૂત થયો છું તે ક્યારે જણાય કે જ્યારે આ પુસ્તકના વાંચનારાઓ ધર્મોધ-પણાથી દૂર થઇ માણસાઇ અને સાચા ઇસિલામની કેળવણીના ઇન્સાફની અસર મનમાં રાખી આ પુસ્તક વાંચે અને સારૂં પરિણામ ઉપજાવી કાઢવાનો ઇરાદો રાખે. કેમકે નુકતેચીની ને ભૂલ કાઢવાની ધારણાથી જે વસ્તુને જોશો તેમાં કાંઈ ને કાંઇ ભૂલ મન દેખાડીજ આપે છે. કેમકે માણસોના ચહેરા જુદા જુદા છે એ પણ કુદરતની એક લીલાજ છે તેમજ અર્થોને જાહેર કરવા એ મગજનું આસ્તિત્વ બતાવે છે.

મેં વીસ વરસ સુધી હિંદુ ધર્મની વિદ્યાઓ ને તેમના સાંસારિક રીત રીવાજોનો અનુભવ મેળવ્યો છે, એ કહેવું આત્મશ્વાઘા નહિ ગણાય. મને તેમના ધાર્મિક ને સાંસારિક ગુણો સમજવામાં ફતેહ મળી છે. ધર્મની વિદ્યાઓથી એમ ન સમજવું કે હું સંસ્કૃત ભણ્યો છું, અથવા હિંદુઓનાં ધાર્મીક પુસ્તકો વાંચી ગયો છું પરંતુ મારી કહેવાની મતલબ એ છે કે મેં હિંદુઓને વાંચ્યા છે, એમના રીતરિવાજ વાંચ્યા છે અને હિંદુઓનાં એજ પુસ્તકો એવાં છે કે જે દરેક ભાષા બોલનાર સમજી શકે છે. હિંદુ પોતેજ પોતાનો ઇતિહાસ, પોતાનો ધર્મ, પોતાનું વેદાંત અને પોતાના સાંસારિક રીત-

રીવાજોનાં પુસ્તક છે, જો એ વાંચી શકીએ તો કાગળનાં પુસ્તકો વાંચવાની જરૂર રહેતી નથી.

હિંદુઓ પર એવું તોહમત મૂકવામાં આવે છે કે એમને ઇતિહાસ લખતાં આવડતું નહોતું, નાગરિક જિંદગી શી રીતે ગાળવી તેની ખબર નહોતી. ખાવું, પીવું, રહેવું, સહેવું આજ સુધી જંગલી છે એવાં સેંકડો તોહમતો છે જેનો જવાબ આજકાલના કેળવાએલા હિંદુઓ વિશેષે કરીને આર્ય સમાજીઓ જુદાં જુદાં ન્યુસપેપરો, જુદાં જુદાં પુસ્તકો, જુદાં જુદાં લખાણો ને જુદાં જુદાં ભાષણોમ આપે છે અને પોતાનો ઘણો વખત આમાં ખુએ છે. પરંતુ હું કહું છું કે હિંદુઓને એ કામમાં મંડયા રહેવાની અને કાગળો કાળા કરવાની કાંઇ જરૂર નથી બધાનો સામટો જવાબ એમની કોમનુ અસ્તિત્વ છે જે અનાદિ કાળથી મોજુદ છે. જો કે હિંદુઓને કાળરૂપી ચુંટીએ વારંવાર દળ્યા છે. હિંદુઓએ પણ કાળરૂપી ચકડોળમાં અસંખ્ય ઉંચા નીચા થવાના તમાશા જોયા છે. હિંદુઓએ આખા દુન્યાના મોટી મોટી કોમોની બરાબર બલ્કે તેથી પણ વધારે ચડતી પડતી ને દુનીઆના સુખ દુઃખની પરીક્ષા આપી છે. પરંતુ તે રૂમીઓ, મીસરીઓ, ગ્રીકો અને બીજી પ્રખ્યાત કોમોની પેઠે તદન નાશ પામી નથી. પુસ્તકો જો નાશ પામ્યાં તો નાશ પામવા દો, હિંદુઓને પુસ્તકોની ગરજ નહોતી, પુસ્તકોને હિંદુઓની ગરજ હતી. જેવી રીતે બધી કોમનાં પુસ્તકો ગરજવાન હોય છે. કોમો પુસ્તકોને જીવતાં કરી શકે છે. પુસ્તકો કોમોને પુનરૂજીવન આપી શકતાં નથી.

આજે હિંદુઓ કરોડોની સંખ્યામાં જીવતાં છે, તેમનો ધર્મ જો કે બગડી ગયો છે, પણ નાશ પામ્યો નથી અને ખુદ હિંદુઓની બોલતી ચોપડીઓમાં મોજુદ છે.

હિંદુઓને ખાવું પીવું, રહેવું સહેવું નથી આવડતું, તે જંગલી ને અણઘડ છે. તો જેમને એ કામ આવડતાં હતાં, જે મોટા સુધરેલાને નાગરિક હતા તેઓ કયાં છે? તેમને જરા દેખાડો. શું નાગરિક મીસરી લોકો બાકી છે? શું સુધરેલા રૂમીઓ બાકી છે? શું શાણા યુનાનીઓ પોતાની આગલી હાલત પર કાયમ છે? નથી જરૂર નથી. પણ હિંદુ છે. આવો જુઓ હિંદુસ્તાનમાં એમને જુઓ તેઓ હજુ સુધી જેમના તેમ મોજુદ છે. માટે એવી અણઘડતા એવી મૂર્ખતા એવું જંગલીપણું ટીકા કરવા લાયક નથી કે જે કોમને જીવતી રાખે. એવા સુધારાની ને નાગરિક પણાની તારીફ નકામી છે જેના પર અમલ કરનાર નાશ પામ્યાં હોય.

મેં હિંદુઓને એવી દૃષ્ટિથી વાંચ્યા છે કે જેને પુસ્તકની અગત્યતા નથી. મને હિંદુપુસ્તકોનાં નામ ન પૂછો તે યુરોપના છાપખાનામાં મલશે જે દરીઆપાર છપાયાં છે. હું હિંદુઓનાં પુસ્તકોનો વિદ્વાન છું એવો મારો દાવો નથી. હું ફક્ત એટલું કહું છું કે મેં ૨૦ વરસ સુધી એમના ધર્મ ને સંસાર વાંચવામાં ગાળ્યાં છે. હું એક ઝોળી દંડને કામળો લઇને મથુરા, વ્રંદાવન ને ગોકુળમાં ઘણા વખત સુધી રહીને શ્રીકૃષ્ણની જન્મભૂમિ, પાલણપોષણ ને ચરતીને વાંચતો રહ્યો છું અને હરદ્વારમાં, અયોધ્યામાં, બનારસમાં ને ગયામાં ખાસ એકાંતવાસની હાલતમાં જમીન ઉપર માથે ઓશીકાને ઠેકાણે પથરો મૂકીને સૂઇ રહ્યો છું.

ત્યારે શું હું હિંદુ થઇ ગયો હતો? નહિ ત્યારે પણ હું મુસલમાન હતો ને હમણાં એ છું. અને ખુદા ચાહે તો મરણ પર્યંત મુસલમાન રહીશ. હું મારા ધર્મ, મારી રહેણી કરણી ને મારા રીતરિવાજ પર કાયમ હતો, કાયમ છું ને કાયમ રહીશ.

ત્યારે મેં આ શોધખોળ શા માટે કરી? એટલા માટે કે હું ૯૦૦ વરસથી હિંદુસ્તાનમાં રહું છું. મારી ઘણીક પેઢીઓ આ જમીનમાં દટાઇ ચુકી. મેં સેંકડો વરસ સુધી આ મુલકમાં રાજ્ય કર્યું તેથી આ ધરતીનો મારા પર હક થઇ ગયો બલકે હકો થઇ ગયા, ઇસલામે મને કહ્યું હતું કે "સ્વદેશ પ્રીતિ ઇમાન છે" તો હું મારા પ્રિયને જોવા ને સમજવા માટે કેમ કોશિશ ન કરૂં? મારૂં શરીર આ દેશની માટીથી બન્યું છે ને મારા પેગંબર સાહેબે ફરમાવ્યું છે કે "જેણે પોતાની બનાવટને જાણી તેણે ખુદાને ઓળખ્યો" તેથી મેં મારા શરીરની ઓળખાણને માટે તે વસ્તુની ઓળખાણ કરવા ઇચ્છા રાખી કે જેથી મારૂં પુતળું બન્યું છે. હું કબુલ રાખું છું કે બધો દેશ હિંદુ નથી. હિંદુસ્તાનની સમજનો બધો આધાર ફક્ત હિંદુઓ પર નથી. પણ હિંદુ આ દેશનો એક ભાગ છે બધા ભાગો એકઠા કરવાથી એક આખી વસ્તુ થાય છે તેથી મેં હિંદુઓ ને તેમના ધર્મને, રહેણી કરણીને ને વેદાંતને એ કારણથી ૨૦ વરસ સુધી વાંચ્યું કારણ કે તેઓ મારા મુલકનો ભાગ છે.

હું કપુત નથી, મને મારૂં જુનું વતન પણ યાદ છે. હુ તેને મારા મનથી કદી દૂર નહિ કરૂં, તેમજ તેને ભૂલી જવાની મારામાં શક્તિ પણ નથી તેમજ તે વતન મને પણ ભૂલી જવાની ઇચ્છા રાખતું નથી. હું તેના પર જીવ આપું છું, તે મારા માટે મરે છે, બંને તરફ બરાબર આગ લાગેલી છે.

તે અરબ છે, તે મદીના છે, તે મારા પિતા **મોહમ્મદ** સલ૰ની નગરી છે. તેજ તે તંબુ છે જેમાં તેરસો વરસ પહેલાં અમે અમારા માબાપની સાથે રહેતા હતા, જેની બહાર ઊંટ ને ઘોડા બાંધવામાં આવતા હતા અને અંદર અમારી તલવારો લટકતી હતી.

જ્યારે અમે બકરીઓ ચારતા હતા, જવનો લોટ ખાતા હતા, કામળા પહેરતા હતા. કેમ ન કહું કે તેજ જ્યાંથી અમે ઊઠીને આખી દુન્યાને હચમચાવી નાંખી અને તેના તાજ ને તખ્તના માલિક થઇ ગયા.

ચાર વર્ષ ઉપર જ્યારે હું મારા જુના વતનમાં ગયો તો તે મને બહુજ વહાલું લાગ્યું. મારૂં મન તેણે એકદમ આકર્ષ્યું. પરંતુ ત્યાં પણ મેં હિંદુસ્તાનને મનથી જુદું કર્યું નહોતું. આ આંખોની ઠંડક ઉપર ભૂલ ને બેપરવાઇનો પરદો નહોતો નાંખ્યો. મે ત્યાં હિંદના વાદળો અને વીજળીઓને યાદ રાખ્યા, વરસાદની હવા, કોયલ ને મોરના ટહુકા ને તળાવના દેડકાઓનું બોલવું ધ્યાનમાં લાવ્યો અને પ્રેમનો ઠંડો નિસાસો નાંખીને મારી જન્મભૂમિને વાંકો વળી વળીને ઘડીએ ઘડીએ જોતો હતો.

હું રાજી છું કે મારો અરબસ્તાન દેશ સલામત છે, તેમજ મારો હિંદુસ્તાન દેશ સલામત છે તેથી પણ ખુશ છું.

આ વિના એક બીજો ખ્યાલ પણ છે કે જેણે આ જન્મચરિત્ર લખવાની જરૂર પાડી, અને તે ઉર્દૂ ભાષાની સેવા છે. કેમકે અમે બધા હિંદુ ને મુસલમાન અમને બંનેને જીવતા રાખનારી ને આગળ વધારનારી જે ભાષા તે અમારી કુંચી છે તેની ઉન્નતિ કરવાની ફરજમાં શામીલ થવું આપણને યોગ્ય છે. મમતે અમને બંનેને આંધળા કરી દીધા છે. કેમકે સત્ય વાત એ છે કે હિંદુ મુસલમાનની સામાન્ય બલ્કે આખા હિંદુસ્તાનની એ સામાન્ય ભાષા છે. દરેક હિંદુસ્તાનીનું મન એ વાત કબુલ કરે છે અને ઇચ્છા રાખે છે કે અમારી ભાષા એવી ભપકાદાર થઇ જાય જેવો અમારો દેશ આખી દુન્યામાં પ્રખ્યાત છે. ઉર્દુ, હિંદીની તકરારમાં બંને કોમો મુખ્ય મુદ્દો ભૂલી જાય છે અને એક ભાઇ બીજા ભાઇને હરીફની પેઠે જુએ છે. આ પુસ્તક ઉર્દૂમાં લખવાથી મને

સંતોષ થયો કે મેં મારી ભાષાનો હક પુરો કર્યો. કેમકે ઉર્દૂ ભાષામાં **શ્રી** કૃષ્ણજીનાં ચરિત્રો બહુજ ઓછાં છે અને જે છે તે જાતીય શ્રદ્ધા ને વિચારો પર લખાયાં છે. દાખલા તરીકે **લાલા** લજપતરાય સાહેબે જે લાઇફ **શ્રી** કૃષ્ણજીની લખી છે તેમાં આર્યસમાજીની દૃષ્ટિથી દરેક વાત લખી છે. અર્થાત જુના વિચારના હિંદુઓની વિરૂદ્ધ અને સમાજને લાભ કરે એવી રીતે લખી છે જો કે એ પણ સંતોષની વાત છે એમ હું માનું છું અને મને એ પુસ્તકથી ઘણી મદદ મળી છે તો પણ પક્ષપાતી વિચાર જાહેર કર્યાનું તોહમત એના પર મૂકી શકાય છે.

**લાલા** સાહેબ વિના બીજી પણ કિતાબો છે જેને મેં એકઠી કરીને જોઇ પરંતુ કોઈ પુસ્તક એવું જોવામાં ન આવ્યું જે હિંદુ સિવાય એટલે મુસલમાન લોકોને **શ્રી** કૃષ્ણજીની હકીકતથી સારી પેઠે જાણીતા કરી શકે.

આ પુસ્તકોમાં સૌથી મોટી ખામી એ છે કે, એની ભાષા, કાગળ, લખાણ કે છપામણી કોઇ પણ ઉત્તમ નથી. વિચાર તો કરો કેવા પ્રતાપી અને રૂપાળા માણસની એ લાઇફ છે અને એવી કદરૂપી કે ગરજુ અને શ્રદ્ધાળુ માણસ વિના કોઇ પણ નાજુક સ્વભાવવાળો માણસ એને હાથમાં લેવાનું પણ પસંદ ન કરે.

વેપારી લોકો પૈસા કમાવવા માટે એવી ખરાબ ચોપડીઓ છાપે છે અને ગરીબ ઉર્દૂ ભાષાની પ્રતિષ્ઠા અન્ય લોકોમાં ઘટાડી મૂકે છે.

મેં આ ખામી દૂર કરવા કોશીશ કરી છે. ખાસ બંદોબસ્ત કરી ફોટો તૈયાર કરાવ્યા છે ને ત્રણ ચાર ગણા પૈસા ખરચ થયા છતાં પણ કાગળ ગ્લેઝ ને ઉત્તમ વાપરી છપાવવાનો પણ ઉત્તમ બંદોબસ્ત કરી મારાથી બની શક્યું ત્યાં સુધી કિતાબને ઉમદા બનાવી, મારી સમજ પ્રમાણે ઉર્દૂ ભાષાના પુસ્તકની શોભામાં વધારો કર્યો છે.

મેં સાંભળ્યું છે કે અંગ્રેજી ને હિંદીમાં **શ્રી** કૃષ્ણના વર્ણનના ઉમદા પુસ્તકો પ્રકટ થયાં છે ભલે થાય. જ્યારે ઉર્દૂમાં નથી તો સમજો કે કોઇ ઠેકાણું નથી. ઉર્દૂ પોતાની ઉન્નતિ, પોતાની ભવિષ્યમાં થનારી ચઢતી અને પોતાની જબરી સત્તાના કારણથી અને વળી જેનો કબજો દેશના મોટા ભાગ પર છે તે એવી માંગણી કરી શકે છે કે તેમાં દરેક પ્રકારના ઉત્તમ ને અગત્યના વિષયો એકઠા થાય અને એમાં શક નથી કે **શ્રી** કૃષ્ણની જીંદગી અમારાજ દેશમાં નહિ બલ્કે આખી દુન્યામાં એવી અગત્યની જીંદગી છે જેની કેફીયત ઉર્દૂમાં એવી રીતે હોવાની જરૂર છે કે દરેક માણસ હિંદુ કે મુસલમાન ઉર્દૂ સમજનાર તેને સમજી ને વાંચી શકે.

મેં મીસીસ એનીબીસંટની ચોપડીઓના ઉર્દૂ તરજુમા અને જુના વિચારના હિંદુઓની બધી કિતાબો પુરતા જથામાં એકઠાં કરી આ પુસ્તક લખ્યું છે અને મારા હિંદુ મુસલમાન મિત્રોના ડગલે ડગલે અભિપ્રાય લેતો ગયો છું.

હું ઉર્દૂ ભાષાના તે મિત્રોમાંનો એક છું કે જે રોજની બોલચાલમાં લખે છે. અને હિંદી, અરબી ને ફારસી શબ્દો વાપરી પોતાના લખાણને મુશકિલ બનાવતા નથી. તેથી મેં સૌ કરતાં પ્રથમ આ કિતાબના નામ માટે કોશિશ કરી કે તે સૌથી નીરાળું નવું અને બધા સમજી શકે એવું હોય. કૃષ્ણબીતી એવું નામ છે જેમાં નવીનતા પણ છે, સંક્ષિપ્તતા પણ છે, મનને પસંદ પડે એમ પણ છે ને મનને લોભાવે એમ પણ છે. **શ્રી** કૃષ્ણના પ્રખ્યાત પુસ્તક ગીતાના પ્રાસ પર નામ રાખીએ તો કૃષ્ણબીતા પણ કહી શકીએ.

આ વખતે કૃષ્ણબીતીનો પહેલો ભાગ પ્રકટ કરૂં છું જેમાં **શ્રી** કૃષ્ણનું જન્મ ચરિત્રજ છે. બીજા ભાગમાં તેમની કેળવણી, ચાલ ચલગત ને તેમના જીવતા ઉપદેશ ગીતા પર સમાલોચન કરીશ.

હસન નિઝામી.

بسم الله الرحمن الرحيم



# કૃષ્ણકથા.



## કથા. ૧

## જબરો અંધકાર.

હિંદુસ્તાનના પ્રખ્યાત વીર પુરૂષો અને રાજાઓ સૂર્યવંશી કે ચંદ્રવંશી કુટુંબનાજ હતા. શ્રી કૃષ્ણજી પિતાની તરફથી સૂર્યવંશી ને માની તરફથી ચંદ્રવંશી હતા. એક મૂર્ત્તિમાં સૂર્ય ને ચંદ્રનો પ્રકાશ એકઠો થયો હતો. એક ગરમ હતો, સખ્તી ને બળાત્કારનો માળો બીજો ઠંડો હતો પ્રેમ અને દયાનું ઠેકાણું.

મથુરા એક શહેર દિલ્હીથી ૮૦ માઇલ ઉપર જમનાનદીની છોળોના કિનારા પર છે. પ્રખ્યાત રાજા રામચંદ્રજીના સમયમાં એને મધુવન કહેતા હતા. એનાપર મધુ રાજાનો અમલ હતો. મધુ રાજા ચંદ્રવંશી હતો અને સૂર્યવંશી રાજાઓ સાથે એને દોસ્તી હતી. એમની રાજધાની અયોધ્યા ( ફેજ આબાદ ) માં હતી.

મધુ રાજાને એક દીકરી હતી, જેનાં લગ્ન સૂર્યવંશી કુટુંબના એક રાજપુત્રની સાથે જે અયોધ્યાથી મથુરામાં આવીને રહ્યો હતો, કર્યાં હતાં. હરિસૂયા કે હરજીશીઆ એનું નામ

હતું. એ રાજપુત્ર મધુ રાજાનો જમાઇ પણ થયો અને મધુ પછી મથુરાની ગાદીનો ધણી પણ થયો. એ કૃષ્ણજીની આઠમી પેઢીએ એમના દાદા થાય છે. જેની આઠ પેઢીઓ પછી વસુદેવ નામે એક પુત્ર થયો.

વસુદેવ એક અનાથ રાજપુત્ર હતો. જેના પિતા વસ-રયાસુરને ચંદ્રવંશી કુટુંબના એક રાજા ઉગ્રસેને કતલ કરી મથુરાપર કબજો કરી લીધો હતો, અને એ અનાથ શાહજાદાને મુલક બથાવી પડનાર ઉગ્રસેનના ભાઇ દેવકે મોટો કર્યો હતો, અને એવી રીતે વસુદેવ દુશ્મનના હાથથી મોટો થઇ તેનોજ દીકરો કહેવાવા લાગ્યો.

મથુરાના રાજા ઉગ્રસેનને કંસ નામે એક દીકરો હતો. એ કંસની બહેન અને ઉગ્રસેનની દીકરી દેવકી હતી જેને કૃષ્ણજીની માતા બનવાનું માન મળ્યું.

વસુદેવ રાજપુત્ર તાબેદાર પણ હતો ને અનાથ પણ હતો. ઉગ્રસેન રાજાની દીકરી દેવકી જો ઉગ્રસેનનો ભાઇ દેવક પ્રયત્ન ન કરત તો એને મળવી અશકય હતી.

કુદરતે પાસું ફેરવ્યું. વસુદેવ ને દેવકીનાં લગ્ન થયાં. કંસ જેવો ગર્વિષ્ઠ અને ટંટાખોર માણસ જે પોતાના બાપ ઉગ્રસેનને પદભ્રષ્ટ કરી ગાદીનો માલિક થઇ બેઠો હતો તે આથી એટલો રાજી થયો કે બહેનનો સારથિ થઇ તેનો રથ હાંકી તેને તેના સાસરે લઇ ગયો.

**કંસનો જુલમ**

હઝરત ઇબ્રાહીમના નમરૂદ, અને હઝરત મૂસાનાં ફિરઓનથી કંસ કોઇ વાતે ઉતરે એવો નહોતો. દુન્યાની લાલચ એવીજ, લોભ એવોજ, જોર જુલમ એવોજ, નિર્દયતા કઠોરતા પણ એવીજ.

બાપને ગાદીએથી ઉઠાડી પોતે રાજા થયો. જરા જરા વહેમપર સેંકડો નિરપરાધી બલ્કે નાનાં બાળકોનાં લોહી વહેવડાવ્યાં. દુન્યાનું કોઇ પણ નઠારૂં કામ એવું નહોતું જેની સાથે આ લોભીએ સંબંધ ન રાખ્યો હોય. એવા તેજ મસાલાને દેવતાની કમી કેમ હોય ? આજુબાજુના મિત્રો જરા જરા વાતમાં એને ઉશ્કેરતા, વહેમી વાતોથી બીવડાવતા અને કહેતા હતા કે " સદા રાજ કરવું હોય તો રસ્તામાં કોઇ કાંટો પેદા થવા ન દો. " તો વિચાર કરો કે વસુદેવ જેવા માણસ તરફથી કંસ અને તેના મિત્રોને ધાસ્તી નહિ હોય ? દરેક વખતે વિચાર કરતા હશે અને શી યુક્તિ કરવી તે માટે મસલત કરતા હશે.

વસુદેવના બાપ દાદાની ગાદીપર કબજો કર્યો હતો, તેને કતલ કર્યો હતો તેથી એનો વહેમ વધવા લાગ્યો. પરંતુ જાણતો હતો કે વસુદેવને દેવક કાકાએ ઉછેરી મોટો કર્યો છે. એણે આંખ ઉઘાડીને જેને પોતાનો પિતા સમજ્યો છે તે મારો કાકો છે. કાકાની કેળવણીએ વસુદેવનું લોહી ટાઢું કરી દીધું છે હવે તેને રાજપાટનો વિચાર આવશે નહિ. એણે નાનપણથીજ અમારા રાજને પોતાનું રાજ્ય ગણ્યું છે અને નાનપણમાં જે અસર મનપર થાય છે તે હમેશા કાયમ રહે છે માટે એનાથી ડરવાની જરૂર નથી.

એજ કારણથી પોતાના કાકાની સલાહ એણે માની લઇ પોતાની બહેન દેવકીનાં લગ્ન વસુદેવ સાથે કર્યાં હશે કેમકે તેને આશા હતી કે ખરા દુશ્મનનું મોં એ મણિથી બંધ થઇ જશે.

તો પણ પાસે બેસનારા હિતેચ્છુઓ ભલા થવા માટે

કહેતા હશે કે "વરૂના બચ્ચાને બકરીનું દૂધ પાઇને ઉછેરીએ તો પણ વરૂજ થાય છે. વસુદેવથી નિશ્ચિંત રહેવું ઠીક નથી, પોતાની બહેન દેવકી આપો તો છો પણ ભવિષ્યનો વિચાર કરજો. આ કલમ નવું ફળ ન લાવે." કંસ એક તો કારેલું ને વળી લીમડે ચડ્યું ઘણીજ ભાંજઘડમાં હશે, મનમાં જાત જાતની ચડાઇઓ થતી હશે. કદીક કહેતો હશે બહેન આપવાથી પારકા આપણા થશે, કદીક બીતો હશે કે ફરી ન જાય, દેવકીને વિજયરૂપી કિલ્લાની સુરંગ ન બનાવી લે.

લાલચુ ને નિર્દયના ઇરાદા કમજોર હોય છે, તે ખરો વિચાર કરવાથી બેનસીબ રહે છે. એજ સ્થિતિ કંસની થઇ. દેવક કાકા અને વસુદેવ શત્રુનું કહેવું માની લીધું, બહેન આપી દીધી, મન રાજી કરવાની અને દંભ દેખાડવાની કોઇ યુક્તિ બાકી ન રાખી.

જાન વિદાય થતી હતી, કતલ કરનાર કતલ થએલાને માટે પોતાના ઘરની આબરૂ રથમાં બેસાડી લઇ જતો હતો. મથુરાના બજાર એવી રૈયતથી ભરેલા હતા કે જે કાલે વસુદેવના બાપદાદાની તાબેદાર હતી, અને આજે કંસની તાબેદાર છે. અસંખ્ય અંતઃકરણો જેમાં પ્રાચીન સત્તાનો અંશ બાકી હશે તે પોતાના ગરીબ રાજકુમારને વરરાજા થએલો અને પાછળ વિજયીની દીકરીનો રથ જોઇ ખુશીથી ફુલ્યા હશે અને વિચિત્ર શુકન લેતા હશે.

એવા અંતઃકરણની પણ અછત નહિ હોય કે જેમની માન્યતા કંસની સત્તા ઉપર હશે. તેમને પોતાના રાજા તથા પોતાની આબરૂના રક્ષકની આ રીત પસંદ પડતી નહિ હશે કે શત્રુની સ્ત્રીનો સારથિ બનેલો છે.

અંતઃકરણના અસંખ્ય લોહચુંબકોએ કંસના વજ્ર અંતઃકરણ પર અસર કરી હશે, એના ડગુમગુ મગજ પર દુન્યાના વિચારની વીજળીઓ પડતી હશે.

એટલા માટે કંસ ચાલતાં ચાલતાં ખંચાયો. એનો દંભ ભવિષ્યની ભલાઇથી પરાજય પામ્યો, એના કાને પોતાના અપરાધી અંતઃકરણનો સાદ સાંભળ્યો કે આજ દેવકીના પેટથી વસુદેવને એક દીકરો થશે જે તારા રાજ્ય અને જીવને ધૂળમાં રગદોળી નાંખશે.

હિંદુઓનાં પુસ્તકોમાં લખ્યું છે કે આ વખતે કંસે એક આકાશવાણી સાંભળી કે દેવકીનો દીકરો તને કતલ કરશે. કેટલાંક પુસ્તકોમાં છે કે જોશીઓએ ખરા વખત પર રસ્તે જતાં એને એવું કહ્યું.

ગમેતેમ હો, શબ્દો જુદા જુદા છે, વર્ણનની રીત જુદી જુદી છે, બનાવનું રૂપ જુદું જુદું છે, પરંતુ પરિણામ અને મતલબ એક છે. કંસને દેવકી અને તેના વંશનો તરફથી બીક પેઠી. એજ બીકથી એ હમેશા ડરતો હતો અને લોકો પણ એને બીવડાવતા હતા.

હવે શું જોઇએ: ગાંડા માણસને તો જરાક ઉશ્કેરણી બસ છે. અંતઃકરણનું અંધારૂં આંખોમાં આવ્યું, ન્યાયની બુદ્ધિ તંમર ખાઇને પડી ગઇ, અન્યાયની બુદ્ધિની આંખોપર પાટો બંધાયો, તલવાર પર હાથ મૂકયો ને તેને મ્યાનમાંથી ખેંચી અને ઉઘાડી તલવારની શક્તિ વડે બહેનનો રથ ઉભાડો કરી દીધો. જેવો રથનો પરદો ઉંચો થયો કે નિરપરાધીપણાની અપ્સરા દેવકી કંપી ઉઠી. તલવારના ચમકારાએ તેની આંખો પર લાજનો પરદો નાંખી દીધો.

તલવાર ચમકવા લાગી, ચારે તરફ કેર વરતાઈ રહ્યો, ક્ષણમાત્રમાં ખુશીના પોકારો બંધ થઈ ગયા ને દેવકી ચુપ થઇ ગઇ. નગર સ્તબ્ધ હતું, જાનૈયા ચિત્રમાં આલેખ્યા પ્રમાણે સ્થિર થઇ ગયા હતા ને કંસ તલવાર ખેંચીને પુતળાની પેઠે ઉભો હતો. વિચારની લડાઇ ઠરાવવાનું ચહાતો હતો. એટલામાં વસુદેવની ખુશામદ ને આજીજીએ મથુરાના આ વિજયીની ચુપકી તોડી. કંસ ગાંડાની પેઠે વસુદેવની આજીજી સાંભળતો હતો કે જે એના ક્રોધરૂપી દેવતાને પાણી છાંટી છાંટીને ઓલવતી હતી. કંસ ને તેનો કેર દબાઇ ગયો, વસુદેવનો મંત્ર ફળીભૂત થયો, તલવાર મ્યાનમાં પાછી પેઠી ને જાન આગળ વધી.

કહે છે કે એ વખતે વસુદેવ પાસેથી કોલકરાર કરાવી લીધા હતા કે દેવકીનાં સંતાન જીવતાં રાખવામાં આવશે નહિ.

મથુરાપર અને તેના તાજનો પ્રકાશ જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં અપરાધીનું અંધારૂં હતું. ઘરોપર, શરીરોપર, વિચારોપર ને નેકીઓપર રાક્ષસી કાળી ઘનઘોર ઘટા છવાઇ રહી હતી, છતાં પણ અંધારૂં પોતાની હદને પોહોંચ્યું નહોતું. અંધારૂં ગુંચવાઇ રહ્યું હતું પણ સંકીર્ણ થઇ ગયું નહોતું ખુદાનો કોપ કાળો દારૂ પાથરી રહ્યો હતો પરંતુ તે સુકાયો નહોતો.

તે દિવસ પણ આવી પોહોંચ્યો, દેવકીને પુત્ર જન્મ્યો. કંસને ખબર આપી, તે મહેલમાં આવ્યો. પોતાના જુલમના શત્રુ વસુદેવના રત્ન અને પોતાની માજાઇ દેવકીના કુમળા છોડ જેવા બાળકને જોઈ ગુસ્સે થયો. ખોળામાં પડેલા રમકડાએ

ઇશ્વરના દુશ્મન કંસને પોતાનું એકાકુ ને લાચાર શરીર દેખાડયું પરંતુ જુલમીને જરા પણ દયા ન આવી.

વસુદેવ અને દેવકી કાંઇ કહી પણ શકયાં નહોતાં કે જીભ વિનાના બાળકનો પગ કંસના હાથમાં હતો, જે ઝાલીને એક ચક્કર ફેરવી પત્થરની જમીન સાથે અફાળ્યો. ધોળી જમીન જગતના નાના મેહમાનથી લાલ થઇ ગઇ. તેણે બે બુમો પાડી. એક જ્યારે પગ ઝાલીને ફેરવ્યો ત્યારે, ને બીજી જ્યારે જમીનપર ચુરે ચુરા થઇ ગયો ત્યારે. બંને ચીસોમાં શબ્દ નહોતા પણ અર્થ હતા. તે દુઃખ ને લાચારીની બુમો હતી, પરંતુ ફર્યાદનાં હજારો ભાષણો તેનાથી સમજી શકાતાં હતાં.

વસુદેવ ને દેવકીનો પ્રેમ લોહીમાં નહાએલો ધરતી પર પડયો હતો, એમની ખુશીનો ચંદ્રમા ખોળાના આકાશમાંથી ઉતરીને કાળની રાત્રિમાં છુપાઇ ગયો હતો.

અંતકરણ ને આંખો, હાય હાય કહેતાં હતાં, હોશ ઠેકાણે નહોતા કે તેમનું વર્ણન સંભળાવી શકે.

દેવકી વિશ્વાસી હતી કે " આ જગતમાં ભૂખ્યા ને ગરીબ લોકોના ખોળા ભરેલા છે શા માટે હું આ રાજભુવનમાં જન્મી ? હે લોકો ! મારી નવ મહીનાની મહેનત ઉજડ થઇ ગઇ અને પ્રીતિની ભરેલી ગોદ ખાલી થઇ ગઇ, આ સૂર્ય-વંશી કુટુંબનો નાનકડો સૂર્ય ઉદય પામતાંજ અસ્ત થઇ ગયો, એ ચંદ્રવંશી કુટુંબનો વહાલો ચંદ્ર ઉગતાંજ આથમી ગયો.

અરે શું આ દેશમાં મારો કોઇ મદદગાર નથી ? કોઇ હોય તો આવો, મારો લાડકો સુઇ રહ્યો છે તેને જગાડો, ભાઇ કંસને ખબર આપો, મારો વેરી ભાઇ મારી વિપત્તિ

સાંભળશે, અરે હું ભૂલી, કંસને ન બોલાવો તે મારા બાળકને મારી નાંખશે, જુઓ જુઓ આ બાળકને મારી નાંખ્યું, કોનો લાડકો હતો, કેવો ફૂલની પેઠે કરમાએલો પડ્યો છે.

હાય બધા ચુપ ઉભા છે, કોઇ બોલતું નથી, આ બાળક કોણ લાવ્યું હતું, ભાઇએ એને શા માટે મારી નાંખ્યું, મારો પતિ વસુદેવ પણ ચુપ છે, એણે પારકા બાળકને ન બચાવ્યું.

હાય, એક શૂળ કાળજામાં ઉઠ્યું, કાળજું કપાઇ જાય છે, અંતઃકરણ ચીરાઇ જાય છે, છાતીમાં આગ લાગી છે, આંખો ઉભરા ખાય છે, ભડકાના આંસુઓની ઉલટી થાય છે, આતો મારોજ વરરાજા છે, ફૂલનો સેરો' બાંધ્યો છે, આતો મારોજ જીવજાન છે, હાય મારો દીકરો છે, મારો દીકરો છે, મારા સુકેલા તળાવનો કુવો છે.

કયાં છે ? નથી, મરી ગયો, મારી નાંખ્યો, હવે નથી, જન્મ્યોજ નહોતો." એમ હાય હાય કરતાં હાથ વડે મોં ઢુપાવી દીધું.

વસુદેવ પુરૂષ હતો, દેવકીની પેઠે ગાંડો ન થયો પરંતુ શોકે એની હાલત પણ બગાડી દીધી અને કાળજામાં ઘણા દિવસ સુધી હીક જાણે ઉઠવા લાગી પછી દુઃખનું ઓસડ દહાડા, વીસારે પડી.

છેવટે મનને ધીરજ આવી, શોકાતુરોને કરાર વળ્યો દિવસો જવા લાગ્યા, રાતો પસાર થવા લાગી, ભૂલના પાણીએ ઇર્ષ્યાની ધુળ ધોઈ નાંખી. ધીરજના મલમે કાળજા ઉપર પટી ચોપડી.

એ થઇ રહ્યું એટલે બીજી આશા દેખાઇ, નવ મહીના પછી બીજો તારો ચમક્યો, પરંતુ તે પણ કંસની અમાનુષી અળતરા ઉપર ખરતા તારાની પેઠે પડ્યો ને નાશ પામ્યો.

વિચાર કરજો, વસુદેવ ને દેવકીના અંતઃકરણ પર હાથ મૂકજો, તે શું કહેતું હશે ? કળીઓ ખીલતા પહેલાં જુલમગારે પાયમાલ કરી અને આ બિચારા કંઇ કરી ન શક્યા અને એજ નહિ પણ આ પછી ચાર બાળક બીજાં થયાં, તેમનો પણ કસાઇ મામાએ પોતાના નાશવંત તાજ ઉપર ભોગ આપી દીધો.

મથુરામાં જે સાંભળતા હતા તે કાળજું પકડીને બેસી જતા હતા, વસુદેવને દેવકીની લાચારીપર આંસુ ટપકાવતા હતા, કંસથી પહેલાં પણ કોણ રાજી હતું ? આ કૃત્યોએ વધારે ગડબડ મચાવી દીધી, નાનાં બાળકો પણ કંસને ફિટકાર કરતા હતા અને તેના નાશ માટે શાપ દેતા હતા. હદ થઇ ગઇ, સગી બહેનના કાળજાના ૬ કટકા કાપી નાંખ્યા અને દરબારમાં કોઇની બોલવાની હિંમત ન થઇ. જે પાસે રહેતા હતા તેજ હિંમત કરી શકે ? પણ તે તો પોતાનું ભલું ચહાતા હતા અને તેમનું ભલું કંસની સાથે આધાર રાખતું હતું તેથી તેઓ આ બાળકોની શી રીતે સીફારશ કરી શકે, તે જાણતા હતા કે એ બાળકોથી કંસના તાજને ધાસ્તી છે ને જે પ્રભુ પ્રીતિએ કહે એવા હતા તેમની દરબાર સુધી જવાની કોઇ યુક્તિ નહોતી.

**બળરામનો હમલ**

દેવકીને સાતમી વખતે આશા રહી. આ દિવસો શું આવતા હતા, મા બાપને કાંટાની પથારીપર સુવાડતા હતા. સાતમી આશા વખતે વસુદેવે નક્કી કર્યું કે આ બાળકને ખુનીના પંજામાંથી બચાવવું જોઇએ, તદબીર રૂપી બાજને યુક્તિઓ રૂપી ચકલીઓ ઝાલી ઝાલીને લાવવા લાગ્યા.

મથુરાની પાસે ગોકુળ નામે જગ્યા હતી જ્યાં ગોવાળીઆઓ રહેતા હતા, ત્યાંજ વસુદેવની બીજી સ્ત્રી રોહિણી રહેતી હતી. એવો બંદોબસ્ત કર્યો કે આનું બાળક રોહિણીને ત્યાં પોંહોંચાડી દેવું અને એજ પ્રમાણે કર્યું. બળરામ જન્મ્યા ને ચુપા ચુપ ગોકુળ પોંહોંચાડી દીધા ને મહેલમાં જાહેર કર્યું કે દેવકીને કસુવાવડ થઈ. કંસે ઘણી તજવીજ કરી પણ ખરી હકીકત જણાઇ નહિ.

કેટલાક કહે છે કે બળરામ દેવકીના પેટથી નથી, રોહિણીના પેટથી થયા છે. મતલબ એ છે કે બળરામ ગમે તેમાથી હોય વસુદેવના તો કાળજાના ટુકડા હતા અને કંસના જુલમથી ઇશ્વરે એમને બચાવી લીધા હતા.

**મહાત્માનો જન્મ**

હવે સાંભળો, આઠમી આશા દેવકીને થઇ. એનીજ મોટી બીક હતી જોશીઓએ આઠમા હમલની ભવિષ્યવાણી ભાખી હતી. પહેલાંના છ તો નાહક પેશબંધીમાટે મારી નાંખવામાં આવ્યા હતા અસલ મતલબ આ આઠમાની હતી. આ તરફ કંસ હુશીઆર થઇને બેઠો પેલી તરફ વસુદેવ દેવકી ને તેના છુપા મદદગારોએ બચાવવાની યુક્તિઓ શરૂ કરી. કંસે બંધન મજબુત કરવા માંડયા. વસુદેવ ને દેવકી પહેલાજ દિવસથી એક ખાસ મહેલમાં નજર બંધ હતા. આ હમલ સાંભળી નજર બંધીની કેદ મજબુત કરી, પહેરા મજબુત કર્યા ને પુરી તજવીજ જારી કરી.

એક દિવસ દેવકી જમનામાં નહાવા ગયાં હતાં. પુરા દહાડા હતા અને તેમને દરેક વખતે ભવિષ્યમાં આવનાર શોકની ફિકર રહેતી હતી, તેમણે જોયું કે નદીપર ગોકુળની એક

પવિત્ર સ્ત્રી સ્નાન કરે છે. નામ પૂછ્યું, યશોદા બતાવ્યું. નંદ નામે ગોવાળીયાની સ્ત્રી હતી અને તેને પણ નવ મહિનાનું હમલ હતું. દેવકીએ પોતાની વિપત્તિ તેને સંભળાવી. તે સાંભળીને ઘણી દિલગીર થઇ અને આંખોમાં આંસુ લાવી બોલી " રાણીજી ! ધીરજ રાખો, રૈયતનાં બાળબચ્ચાં રાજા પર કુરબાન છે. આ વખતે મારે ત્યાં જે બાળક અવતરશે તે તમારૂં છે, તમારા બાળકની ભેટ ચડાવીશ. " દેવકીએ કહ્યું ના બેન "હેત બધાનું સરખું છે. મારાથી એ શી રીતે થાય કે પારકા બાળકને મારી આગમાં બાળું." પરંતુ યશોદાએ કાલાવાલા કરીને આ બલિદાન કબુલ કરાવ્યું.



# કથા ૨

## સત્યનું પ્રભાત.

લો, વખત આવી પોહોંચ્યો, રાતના અંધારાને પ્રકાશનું તીર વાગ્યું અંધારાની છાતી કપાઈ ગઈ. × ભાદરવાની કાળી રાત મથુરાની અંધારી ઘોર કાળાશથી ભેટી રહી હતી. જખમી છે, જીવ આપે છે, ખુદાએ કાળાં વાદળાં મોકલ્યાં છે, વાદળાની ગર્જના સાથે છે વીજળી કેરની જીભ કાઢી કાઢીને વાદળાંના લશ્કરને એકઠું કરતી ચાલે છે.

જરા ઉભા રહો, તેજ હવાનો ઝપાટો, ગર્જના ચમકારા અને વરસાદનો શોર સાંભળવા દેતાં નથી મથુરામાં અદ્રશ્ય આત્માઓ શું ગાયન ગાય છે, કોની પધરામણીનાં ગીતો સંભળાવે છે.

દેવકીનો મહેલ કંસનું કેદખાનું છે. વરસોથી ચુપાચુપ શોકની ધ્વજા લઇને ઉભો હતો, આજની રાત્રે ખુશીનો પ્રકાશ તેમાંથી વહે છે તેના કિરણો વીજળીની આંખો બંધ કરી દે છે.

અંદર ચાલો, શો ચમત્કાર છે. જરા જોજો માણસનું બાળક જન્મે છે જેવી રીતે જગતમાં બધાને ત્યાં બાળકો અવતરે છે. પરંતુ આ બાળકના જન્મમાં આશ્ચર્યકારક ચમત્કાર છે. અંધારૂં કંપી રહ્યું છે, ચહેરાપર પીળાશ છવાઇ રહી છે, ડરી જઇને પાછળ હઠે છે, કેદખાનાની ભીંતો દર્શનની અભિલાષાથી નમી પડે છે, બહાર વાદળાં નગારાં વગાડે છે,

× ઉતર હિંદુસ્તાનમાં પુનમીઆ મહીના ગણાય છે, તેથી આપણા ત્યાંની શ્રાવણ વદિ ૮ ઉતર હિંદુસ્તાનમાં ભાદરવા સુદિ ૮ ગણાય.

હવા રણશીંગડું ફુંકે છે, વીજળી બાણ છોડે છે, ફોરાં મેઘ ધનુષ્યમાંથી તીર બનીને આવે છે.

અંદર ચુપકીદીને વરસો પછી જીભ મળી છે, હુશીઆર થાઓ, નજર રાખોની પોકાર ઉઠી છે.

આજે તે મહાન સિપાહસાલાર, પરાક્રમી સેનાપતિ, હિંદુસ્તાનના કમાન્ડરની પધરામણી છે જેની ફોજો વીખરાએલી ફરતી હતી. જે હિંદુસ્તાન જેવા મોટા મુલકનો પ્રખ્યાત સેનાપતિ છે. આજે ધરતીના મુખડાપર તે આંખ દેખાય છે જેની દૃષ્ટિ આકાશથી પૃથ્વી સુધી પોહોંચે છે. આ ગુલબાંગ તેની પધરામણીની છે જે લડાઇમાં, શાંતિની સભામાં, સુખમાં, દુઃખમાં, જીવવામાં, મરવામાં અર્થાત જીવતરના દરેક ખુણામાં હિંદીઓને આશ્વાસન આપનાર છે, મોટાઓનો સરદાર છે ને નાનાઓનો દીલદાર છે.

બરાબર સાંભળો, સામા લેવા જાઓ, કૃષ્ણજી પેદા થાય છે, પ્રકાશનો મંડપ બાંધો, આ ઇશ્વરના છુપા ભેદને અન્ય માણસોની દૃષ્ટિથી બચાવો, સંતાડો, જલદી સંતાડો, રાક્ષસોની નજર ન લાગે.

વસુદેવે ખોળો માંડયો, દેવકીએ ખોળો ઉપાડયો. ખુદાની બખ્શીશની બંનેમાં લેવડદેવડ થઇ. માએ પોતાનો દીવો પિતાના ખોળામાં આપ્યો, પિતાએ પ્રકાશિત તારો છાતી સરસો ચાંપ્યો અને બહાર નીકળ્યો. પવિત્ર આત્માઓ ચર્મચક્ષુથી ગુપ્ત રીતે આ પ્રકાશમાન મૂર્ત્તિની સાથે ચાલી. દરવાનોને ઊંઘાડી દીધા જો કે તે તો પ્રથમથીજ અપરાધોના અંધારાથી આંધળા થઇ ગયા હતા. કેટલાક કહે છે કે વસુદેવને મળી ગયા હતા આ બાળકના રક્ષણમાં મદદ આપવા

મારે કાલ હારી ચુકયા હતા, જાણીજોઇને બેખબર થઈ સુઇ ગયા અને વસુદેવ નીડરપણાથી મહેલની બહાર નીકળી ગયા.

વરસાદ વરસી ચુકયો હતો, આકાશ નિર્મળ હતું, તારા પ્રકાશતા હતા, ઇશ્વરના વહાલા જે વસુદેવના ખોળામાં હતા તેના ઉપર પોતાનો મધુર પ્રકાશ વરસાવતા હતા. અદૃશ્ય તમાશા જેમને દેખાય છે તેમણે જોયું કે શેષે પોતાની ફેણુથી બાળકના ઉપર છાંયડો કર્યો છે, જેઓ બુદ્ધિની ગલીકુંચીથી આગળ વધવાનું નથી ઇચ્છતા અને દરેક અદ્દભુત બનાવનું કારણુ ખોળવા મંડે છે તેઓ કહે છે કે નાગ એક પ્રજા હતી તેના સરદારે આ વખતે વસુદેવને મદદ આપી હતી. મેં કહ્યું નાગ સાપ હોય, આદમી હોય, દેવ હોય કે દાનવ હોય, એક લાચાર માણુસનો છુપો મદદગાર હતો.

વસુદેવ જમનાને કિનારે પોંહોંચ્યા. ભાદરવા મહીનાના વરસાદથી નદી બંને કાંઠે પુરજેશમાં વહેતી હતી. તે પોતાના પાણીની ચાદરો જંગલમાં પાથરી વીર પુરૂષોની પેઠે મોંમાં ફેણુ લાવી વહેતી હતી. જેવા વસુદેવ ઐકયના સમુદ્રને ખોળામાં લઇ તેને કિનારે આવ્યા તે વખતે જમના નદી ખુશીથી લહેરો લાવતી રાહ જોતી હતી ને આંસુરૂપી પાણી પીતી હતી. તે હવે ફેલાએલા પાણીને એકઠું કરવા લાગી અને ઉચું થએલું પાણી બેસી ગયું અને બેઠેલો પ્રવાહ ઉભો થઇ ગયો તેથી ઉંડાઇ શી રીતે બાકી રહી શકે, નદી પાર ઉતરી શકાય એવી થઇ ગઈ, હોડીની અગત્ય ન રહી, વસુદેવ એમાં ઉતર્યા ને પાર જતા રહ્યા.

નવા જમાનાની અકલો પાછું ગોથું ખાશે. હોડી વગર પાર જવામાં એમને નવાઇ ને ઇનકાર પેદા થશે પરંતુ

સાચા મુસલમાનો તો આવા ચમત્કારને માને છે. કુરાન-શરીફમાં વાંચે છે કે **હજરત મુસા** અલ૦ને નીલ નદીએ રસ્તો આપ્યો હતો અને એમાં બાર સડકો આપોઆપ થઇ ગઇ હતી. જો જરા બુદ્ધિ વાપરી વિચાર કરશો તો એવા અસંખ્ય દાખલા માલુમ પડશે કે નદીમાંથી હોડી વિના પાર ઉતરી ગયા ને કોઇનો વાળ વાંકો ન થયો. રસુલે ખુદા (સલ૦)ના અસહાબોએ ઇરાનપર હુમલો કર્યો. નદીની પેલી પાર દુશ્મનની ફોજ હતી ને આ બાજુએ મુસલમાન હતા. નદીનો પુર જોશ, હોડીઓ મળે નહિ, છેવટે લશ્કરના ઉપરીએ હુકમ કર્યો “ ઘોડાઓ નદીમાં નાંખી દો ” સિપાઇઓએ હુકમ માન્યો. બધા ખુદાનું નામ લઇને કુદી પડયા. ઇરાની શત્રુઓ આ બહાદુરી જોઇને ડરી ગયા ને કહેવા લાગ્યા કે “ આ માણુસો નથી જિંનાત છે ” તરત નાશી ગયા. ખરી હકીકત છે કે મુંસલમાનોને કંઇ નુકસાન ન થયું અને તેમણે સામે કિનારે જઇને દેશ જીતી લીધો.

એવીજ હકીકત **બાબર**ના ઇતિહાસમાં પણ લખેલી છે તે પણ ગંગાનદીમાં હાથમાં તલવાર લઇને તરતો, ને ફોજને પણ એમાં તરતી તરતી લઇને નદી પાર ગયો હતો.

વસુદેવને માટે ને તેમના દીકરા કે જે ઇશ્વરના વહાલા હતા તેમને માટે નદીનું સુકાઇ જવું કોઇ નવાઇની વાત નથી. અથવા એમ કહો કે વસુદેવની હિંમત અને વિચારની દૃઢતા હોડી થઇ ગઇ માટે તે પુરજોશમાં વહેતી નદીમાંથી નીરડરપણે તરીને નદી પાર ગયા.

પાર લઇ જઇને કૃષ્ણુજીને યશોદાના ખોળામાં આપ્યા અને તેની દીકરીને પોતાના ખોળામાં લઇને મથુરા આવી પોંહોંચ્યા

પ્રભાત થયું દેવકીને ત્યાં બાળક અવતરવાની ખબર તે મૂજી કંસને આપવામાં આવી જેનું આ ઘડીની રાહથી વરસોથી કાળજું ધ્રુજતું હતું. સાંભળતાંજ વાવંટોળીઆની પેઠે દેવકીના મહેલમાં પેઠો કે ટમટમી રહેલા દીવાને હોલવી દે અને પોતાના જુલમી ઘરમાં નિશ્ચિંતતાનો દીવો સળગાવે.

વસુદેવ ને દેવકી હાથ જોડીને ઉભાં થયાં, નિરપરાધીને બચાવવા માટે પોતાના અશક્ત અવાજથી રોકાણ કરવાનું ધાર્યું, પરંતુ આ વંટોળીઆની સામે વસુદેવ અને દેવકીના રજકણો શી રીતે ટકી શકવાનાં હતા. જોતાજ રહી ગયા ને કંસે નિરપરાધી બાળકને ઉચકી ફેરવીને પછાડયું. અવાચક બાળાના પ્રાણ ક્ષણ વારમાં જતા રહ્યાં. કંસની આંખોમાં ઠંડક આવી અને બીકનું કામ પુરૂં થઈ રહ્યું તો બાળકને જોયું ત્યારે ખબર પડી કે છોકરો નથી પણ છોડી છે. આશ્ચર્ય પામ્યો કે "ખબર તો છોકરાની આપવામાં આવી હતી આ આઠમું બાળક છે જોશીઓએ કહ્યું હતું કે આઠમું બાળક છોકરો હશે અને તેજ તારા તાજ તખ્ત ને જીવનો નાશ કરશે ત્યારે આ શું? આતો બાળા છે. દગો તો થયો નથી, છેતરપંડી તો કરી નથી, નક્કી "દાળમાં કાંઇક કાળું કાળું છે" વસુદેવે પોતાના કોઈ સગાને ત્યાં છોકરો સંતાડયો છે ને કોઇ બીજાની દીકરીને તેની જગાએ ઓઢવી દીધી છે" આ વિચાર આવતાંજ એના વિચારરૂપી અગ્નિગૃહમાં આગ લાગી. હુકમ કર્યો કે "બધા યાદવોને ત્યાં શોધ કરો જેને ત્યાં તરતનું જન્મેલું બાળક મળી આવે તેને કતલ કરી નાંખો."

આ હુકમ કાળના તીરની પેઠે કંસના મોં રૂપી ધનુષ્યમાંથી નીકળ્યો અને અસંખ્ય નિરપરાધી બાળકોનાં ગળાં

ચીંધતો ચાલ્યો ગયો. અર્થાત તે દિવસે બધા યાદવ વંશનાં ધાવણાં બાળકો જુલમી તલવારથી કાપી નાંખવામાં આવ્યાં અને મથુરામાં ગડબડાટ થઇ રહી.

**યશોદાની ગોદ.**

ગરીબ નિરાધાર ગોવાલણના ઝુંપડામાં હિંદુસ્તાનનો જાહેર અને ગુપ્તનો રાજા ઝોળીમાં હિંચકા ખાય છે. યશોદાની ગરીબીનો વિચાર ન કરો. એના અંતઃકરણમાં પ્રેમ અને માયાનો દરબાર ભરાયો અને એ તે દરબારની મહારાણી છે. જેમને માટે આકાશ ને જમીન પેદા થયાં. તે બે લોકના શહેનશાહ મોહમ્મદ (સલ૦) ની વાર્તા યાદ નથી? તે પણ એક ગરીબ ગોવાલણના ખોળામાં ઉછર્યાં હતા. જેનું નામ હલીમા હતું, ને જે બકરીઓ પાળીને પોતાનું ભરણપોષણ કરતી હતી. ખુદા દેખાડે છે કે પ્રેમના દરીઆ ગરીબીના પ્રવાહમાંથી નીકળે છે, પ્રીતિના ભડકા ગરીબોના છાપરામાંથી શરૂ થાય છે કે જેથી દુનીઆની દોલતના જાુદા કેફથી મસ્ત થએલા લોકો સમજે ને ગરીબીની એ આબરૂને ઓળખે જે ખુદાની આગળ એની છે.

પ્રેમી પુરૂષો અનાદિ કાળથી ગરીબજ હોય છે. બીચારી યશોદાની પાસે શું હતું જેનું હું વર્ણન કરૂં. અને ખુદાના વહાલા મહેમાનના ઘરનું ચિત્ર આલેખું, એક તંબુ કે ઝુંપડું હતું જેમાં ઘંટી હતી, રેંટીઓ હતો, માટીનાં વાસણ હતાં, ઘાસની ચટાઇઓ હતી, બહાર ગાય હતી, એમનાં વાછરડાં ને વાછરડીઓ કુદકારા મારતાં હતાં.

આ રીતે ગરીબીની આ મહેલની હકીકત છે જેમાં એકય રૂપી જગતના મહારાજાની નાની મૂર્ત્તિ યશોદાના ખોળામાં એશ કરતી હતી.

યશોદા આ રાજકુમારને છાતીએ ચાંપતી અને પોતાના ભાગ્યોદય ઉપર ગર્વ કરતી. તેને ખબર નહોતી કે હું જગતના પ્રખ્યાત વીર પુરૂષ, પ્રખ્યાત રાજા, સર્વ પ્રીય, ને ધર્મના આગેવાનની ધાત્ર છું. તેના પગના પ્રતાપે મારૂં નામ જગતમાં ચિરંજીવ રહેશે. તેણે તો લાચાર દેવકીનો નિર્લોભ પ્રીતિથી સંગાથ કર્યો હતો. એને વસુદેવ ને દેવકી જેવાં કેદીઓની તરફથી ધનની આશા નહોતી. યશોદાએ પોતાની લીલી કુંપળને બીજાના ફુલ ઉપર કોઇ લાલચના કારણથી કુરબાન કરી નહોતી અને જગતમાં કોઇ માણસ પણ લોભમાં આવીને પોતાનાં બાળકોનો ભોગ આપતો નથી. આ ચમત્કાર ત્યારેજ નજરે પડે છે જ્યારે એમાં પ્રેમનો અંશ ભળેલો હોય છે. એ પ્રેમનુંજ કારણ હતું કે યશોદાને આંધળી કરી દીધી અને તેણે પોતાની દીકરીને કતલ કરવાને દેવકીના દીકરાને બચાવ્યો, પરંતુ પ્રેમનો અંધાપો જ્ઞાનચક્ષુને પ્રકાશિત કરે છે, અર્થાત ખુદાએ યશોદાને જ્ઞાનચક્ષુ આપ્યાં અને તેની પદવી દુન્યાની જુઠી દોલતવાળીઓ કરતાં શ્રેષ્ઠ કરી દીધી. હે ગરીબ ગોવાળણીની ગોદ ટાઢી કરનાર! તારાપર સલામ છે. અજ્ઞાત લોકોના નામોને પ્રખ્યાત કરનાર! તને સલામ છે. એક ગરીબ દૂધવાળીના પડખામાં ગૃહસ્થોની ફૂલોની પથારી કરતાં વધારે આરામથી પગ લાંબા કરીને સુઇ રહેનાર! તારાપર હજાર સલામો છે.

**માઠી ખબર.**

યશોદાનો ખોળો રાજકુમારથી આબાદ થયો. રાત્રિ ગઇ, સત્યનું વહાણું વાયું. યશોદા જોતી હતી કે આ બાળક પ્રકાશનું પુતળું છે. એના ઘરમાં આવતાંજ પ્રભાતનો પ્રકાશ ચમકી ઉઠયો. પોતાના નવા મહેમાનની આગતાસ્વા-

ગતામાં લાગેલી હતી, દૂધ પણ વલોવ્યું ન હતું, તેવામાં મથુ-રામાંથી એક માઠી ખબર આવી. જે ખબર સાંભળવાની યશોદાને ખાતરી નહોતી. સૂર્યોદય થતાંજ એ ખબર કાનમાં પડી કે તેની દીકરીને કંસે દેવકીના દીકરાના બદલામાં મારી નાંખી. તે સમજતી હતી કે જોશીઓએ કંસને દીક-રાની ખબર આપી છે, જ્યારે તે જોશે કે એ છોકરો નથી પણ છોડી છે તો ચુપ થઇ જશે. જોશીઓના અસત્ય ભવિષ્ય ઉપર ક્રોધ કરશે અને મારી એક દિવસની નિરપ-રાધી બાળાને છોડી મૂકશે. આશા માણસને દુઃખદાયી નીવડે છે, જો યશોદાને આવી આશા નહોત તો એની દીકરીના મરણથી એને એટલું દુઃખ ન થાત. કેમકે તેનું અંતઃકરણ પ્રથમથીજ આ કષ્ટ સહન કરવા માટે તૈયાર થઇ જાત. કૃષ્ણજીએ સૌથી પહેલો પાઠ પોતાની ધાવને આપ્યો, બાળક બનીને ચુપ પડી રહ્યા અને યશોદાને બતાવી આપ્યું કે માણસે જગતથી હમેશા નિરાશ રહેવું જોઇએ. યશોદાએ આવડો મોટો ભોગ આપ્યા છતાં માણસાઇની આશાનો એક અંશ બાકી રાખ્યો હતો. તેને કુદરતે કાપી નાંખ્યો અને યશોદા સ્ત્રીને પ્રેમના મેદાનમાં એક વીર પુરૂષ બનાવી આપ્યો.

જ્યારે યશોદાએ સાંભળ્યું કે તેની દીકરી કંસના હાથે એવી નિર્દયતાથી મારી ગઇ છે તો વ્યાકુળ થઇ ગઇ, તેણે કૃષ્ણને છાતીએ ચાંપી તેમના મોંપર પોતાનું મોં મૂકી દીધું અને કહેવા લાગી.

" દેવકીના પુત્ર ! મારી પુત્રી મરી ગઈ, વસુદેવના જીવ-જાન ! મારી પ્રાણ પ્રિયા ગતપ્રાણ થઇ ગઇ. સાંભળે છે,

તારા મામાએ મુજ ગરીબને લુટી લીધી, મેં સાચની આંચ ઉપર મારી લાડકીને ભેટ ચડાવી દીધી, કાળજાની કોરને મેં પોતે કપાવા દીધી, આંખની કીકીમાં મેં પોતેજ તરાક ભોકી દીધી

મારા કુંવર ! ઉઠ અને પોતાની દુઃખી ધાવનો બદલો એ પાપીથી લે, જેણે મારી વાડીનું નાનું ફૂલ તોડી નાંખ્યું. જો, મારી ગાય પોતાની વાછરડીને ધવરાવે છે ને તે વાછરડી ધાવ્યા વિના મરી ગઇ, જેને હું ગાયે જન્મ આપ્યો હતો.

તે મરનારીને એ ખબર નહિ હોય કે તેની કસાઈ મા તેને જબે કરવા મોકલે છે. તે જગતમાં રહેવા આવી હતી, મેં તેને રહેવા ન દીધી, તેના મનમાં કાંઇ કાંઇ જોવાનો ઓરતો હતો મેં કાંઇ પણ જોવા ન દીધું, તેની આશાઓને ધુળધાણી કરી નાંખી.

સંતાનવાળીઓને પૂછવું ? મારા મનની જવાળા તે બતાવશે અને કહેવું કે યશોદાની દીકરી કતલ થઇ ગઇ. યશોદા એનો શી રીતે વિલાપ કરે ? યશોદા બીજાના પ્રિયને પાળે છે, એવું ન થાય કે પોતાની પ્રિયાના શોકમાં આ બાળકને અપશુકન થઇ જાય.

દેવકી તું કાંઇ પણ વિચાર કરીશ નહિ, યશોદા ધીરજની દેવી છે. એણે કાળજાપર શિલા રાખી છે, તે હસતી રહેશે, ને અંતઃકરણનું રડવું સંતાડશે. તું તારા રત્નની ફિકર ન કર, મારી લાલડી ટુટી ગઇ તો ટુટી જવા દો, આ ખોળામાંનો હીરો સલામત રહે તો હું મારી આંખના મોતીને ભૂલી જઇશ.

વસુદેવ ! આવ મારા પતિ નંદને સમજાવ, તે પોતાની દીકરીના વિયોગથી બેચેન થઇ જાય છે. હું કાળજાને પકડી રાખું, તારા બાળકને પાળું કે નંદને જાળવું."

તે ગઈ જીવ ગયો બંને બરાબર નાઠા,
એને રોકું હું કે તેને પગે લાગું કોના.

યશોદાનો ખોળો જીંદગીના લશ્કરમાં પહેલો રથ હતો જેનું સારથિપણું કૃષ્ણે કર્યું. આ વખતે તે ચુપ હતા અને ગાફિલ બન્યા હતા અથવા અણુસમજુ બાળક હતા; પરંતુ કુદરત એમનું ભાષણ, એમનો ઉપદેશ, એમનો બોધ, એમનું વ્યાખ્યાન યશોદાને એવી રીતે સંભળાવતી હતી જેવી રીતે મોટા થઇ એમણે અર્જુનને એના સારથિ થઇને મહાભારતની લડાઇ વખતે બોધ આપ્યો હતો.

કુદરતની છાની સ્પીચે યશોદાના અંતઃકરણને શાંત કર્યું, જેવી રીતે અર્જુનનું અંતઃકરણ ઉશ્કેરાઇ ગયું હતું. યશોદાને પોતાની ફરજનું ભાન થયું, જેવી રીતે અર્જુનને તેની ફરજ સમજાવવામાં આવી હતી.

ઇશ્વરી સંદેશાનો હમેશા સ્ત્રીઓએ પહેલો સ્વીકાર કર્યો છે. ફિરઓનની સ્ત્રી આસિયા, હજરત મૂસા અલ૦ પર પુરૂષોની પહેલાં ઇમાન લાવી હતી. હજરત ખદીજતુલ કુબ્રા હજરત મોહમ્મદ સલ૦ નાં પવિત્ર પત્નિએ, સૌથી પહેલાં પોતાના સ્વામીનો ધર્મ ઇસલામ સ્વીકાર્યો હતો.

એવીજ રીતે હિંદુસ્તાનના આ ફિલાસોફરની જિંદગી ને ફરજની ફિલ્સુફી ઉપર જેણે સૌથી પહેલાં માથું નમાવ્યું તે પણ સ્ત્રી હતી અને એ શોકાતુરનું નામ યશોદા હતું.

યશોદાએ હિંદુસ્તાનની ગરીબ રૈયતની પ્રીતિ જે પોતાના

લાકેમા સાથે હાય છે તેને સદાને માટે મૂર્તિમાન કરી દીધી. યશોદાએ પોતાની દીકરીને છરીની તળે મૂકી દીધી અને જગતના લોકોને કહી ગઇ કે, હિંદુસ્તાનવાળા પોતાના રાજાઓ ઉપર આવી રીતે પોતાની ઓલાદની ભેટ આપે છે. એણે બતાવ્યું કે રૈયત ઉપર પોતાના રક્ષણકર્તા રાજાના મોટા મોટા હક છે અને તન મન ધનની કુરબાની પણ તેમાંથી એક છે. એટલાજ માટે એણે પોતાની દીકરીનો દેવકીના રાજકુંવર માટે ભોગ આપી દીધો.

યશોદાએ આ દાખલામાં એ પણ કહ્યું છે કે, હિંદુસ્તાનની સ્ત્રીઓ લાચાર ને જુલમ વેઠનારની હિમાયતમાં એવાં એવાં કામ કરે છે જે અન્ય દેશોના પુરૂષોથી બનવાં અશક્ય છે. યશોદા તારૂં નામ ચિરંજીવ થાઓ, તારાં કામો મજબુત થાઓ. યશોદાના પ્રેમની જય ને તેની વફાદારીની જય.



## કથા. ૩.

## દિવસનો આરંભ.

દૂધના તળાવમાં કૃષ્ણનું ધોળું કમળ ખીલ્યું. બાર કલાક સૂર્યે ને બાર કલાક ચંદ્રે પ્રકાશ નાંખી નાંખીને આ કમળનું પાલણુ પોષણુ શરૂ કર્યું. જંગલની નિર્મળ હવા વા ઢાળવા લાગી. જમનાના પવિત્ર નીરે હાથ મોં ધોવડાવ્યું અને એવી રીતે આ પ્રકાશિત દિનનું પાલણુપોષણુ થવા માંડ્યું જેને કુદરતે હિંદુસ્તાનનું અંધારૂં અને જુલમની કાળી રાતો દૂર અને નાશ કરવા માટે મોકલ્યો હતો.

તે સમય પણુ આવ્યો, કૃષ્ણુજીએ બાળપણાનો પરદો ઉઠાવી લીધો. યશોદાના ખોળામાંથી નીચે ઉતર્યાં, બેસવું શીખ્યા, ઊભા થવાનું શીખ્યા, ચાલવા ફરવા લાગ્યા, ગોવાળીઆઓ સમજ્યા કે છોકરો હુસ્યાર થયો, આકાશ વાણી થઇ કે એ બેહોશ ક્યારે હતો ? જગતના કારણુ રૂપે માણસના અવતારમાં આવ્યો હતો, તે માટે કેટલાક દિવસ ચુપ ચાપ પડી રહ્યો, નહિ તો એ અનાદિ હોશનો ખજાનો લઇને પૃથ્વી ઉપર અવતર્યો હતો. જેને તમે બચપણુ, જવાની ને ઘડપણુ કહો છો તેવા ઉમરના ફેરફારોની એને કાંઈ જરૂર નહોતી.

હવે કૃષ્ણુ કનૈયા દોડતા હતા, ઉછળતા હતા, કુદતા હતા અને પાડોશીઓના ઘરોમાં પેસી જતા. ત્યાં જઇને જે વસ્તુને જોતા તેને અડપલાથી ફેંકી દેતા હતા. પાણીનાં વાસણુ

ભાંગી નાંખતા, દૂધની તાંબડીઓ ઊંધી કરી દેતા, દહીં ફેંકી દેતા, માખણ ખરાબ કરી નાંખતા, મનમાં આવતાં નીડરપણે માખણને દૂધ જેટલું ખાઇ શકતા તેટલું ખાઇ જતા. એક દિવસ, બે દિવસ. ત્રણ દિવસ હોય તો નભે. કૃષ્ણ કનૈયાની આ અળવીતરીઓ રોજ રોજ થવા લાગી, પરંતુ કોઇ પણ કાંઇ બોલી શકે એવી તાકત નહોતી. ગોવાળીઆઓ એમ ઉતરોત્તર નુકસાન વેઠતા હતા પણ રાજી થતા હતા. કેમકે કૃષ્ણજી એક એવી અલૌકિક તાકત સાથે લાવ્યા હતા જેણે આરંભથી એમનાપર લોકોનો પ્રેમ પેદા કર્યો હતો અને જગતનું વલણ પોતાની મેળે એમની તરફ થતું હતું. સ્ત્રી, પુરૂષ, નાના મોટા, મતલબ કે હરેક પદવી ને વયનો માણસ કૃષ્ણની સાથે પ્રેમ અને સંબંધ રાખતો હતો.

દુન્યામાં જુવાન સ્ત્રીઓ અને કૃષ્ણની પ્રીતિની વાર્તાઓ પ્રખ્યાત છે. એ છોડીઓ એજ ગોવાળીઆઓની હતી, ગોપીઓ એટલા માટેજ કહેતા હતા. પરંતુ કૃષ્ણજીનો સંબંધ ફક્ત છોડીઓ સાથેજ ખાસ નહોતો. ગોકુળનાં બધાં લોકો એમના પર ચાહના રાખતા હતા ને આસક્ત હતા. વાર્તાઓ કહેનારાઓએ ફક્ત એક ભાગ લઈ લીધો ને કૃષ્ણને બદનામ કર્યો. સત્યવાત જરાક વિચાર કરવાથી જણાઇ આવે છે કે જો કૃષ્ણજીને ગોકુળની જવાન છોડીઓ સાથે સંબંધ હતો તો પ્રશ્ન એ થાય છે કે ગોવાળીઆઓએ આ વાત કેમ કબુલ રાખી ? તેતો જંગલી, બહુ લાજ મરજાદવાળા હતા, તે કયારે સાંખી શકવાના હતા કે મથુરાનો એક ત્રાહિત માણસ એમની છોડીઓ સાથે અયોગ્ય સંબંધ રાખે. એથી સ્પષ્ટ થાય છે કે કૃષ્ણ અને ગોપીઓનો સંબંધ તદ્દન પવિત્ર હતો અને ગોવાળીઆઓને કૃષ્ણ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો.

કૃષ્ણજીના નાનપણની હકીકતથી માલુમ પડે છે કે ગોકુળના બધા રહેવાસીઓ એમના ઉપર જીવ આપતા હતા અને જ્યારે કૃષ્ણ ત્રણ ચાર વર્ષના હતા ત્યારે બધા ગોવાળીઆના મનમાં તે રમકડા જેવા વહાલા હતા. પુરૂષો પણ એમના આસક્ત હતા અને ધરડી જવાન સ્ત્રીઓ પણ એમનાપર જીવ કુરબાન કરતી હતી. છોકરા અને છોડીઓ એક ક્ષણ પણ કૃષ્ણને છુટા પડવા દેતાં નહોતાં, એજ પ્રેમ કૃષ્ણજીની વય પ્રમાણે ઉત્તરોત્તર વધવા લાગ્યો અને એટલો બધો વધ્યો કે અર્વાચીન સમયના લોકોએ તેના ઉપરથી માનુષી પરિણામ ઉપજાવી કાઢયાં.

જ્યારે, કૃષ્ણ કનૈયા ચાર પાંચ વરસના થયા તો ગોપના છોકરાઓ સાથે ગાયો ચરાવા લાગ્યા. વગડામાં પણ એમનું અટકચાળાપણું કાયમ રહેતું હતું. અટકચાળાપણાની સાથે બહાદુરી પણ ઉત્તમ પ્રકારની હતી. વિકરાળ સાંઢાની સામે થતા હતા અને જાત જાતના બીહામણા જાનવરો ઉપર હુમલા કરી પોતાની બહાદુરીનો પુરાવો આપતા હતા, જે સંબંધી અક્લમાં ન આવે એવી વાર્ત્તાઓ પ્રખ્યાત છે. પરંતુ ધારણા ને અપૂર્ણ બુદ્ધિને અદૃશ્ય ચમત્કાર ગણવાનો કાંઇ હક નથી માટે દરેક વાર્ત્તાને સત્ય માનવી જોઇએ.

**વાંસળી.**

એજ નાનપણ અને ગાયો ચરાવાના સમયમાં કૃષ્ણજીએ વાંસળી વગાડવા શીખી અને તે સમયના રિવાજ પ્રમાણે નૃત્ય પણ ઉત્તમ કરતા હતા. વળી એમનો નાદ એટલો બધો મધુર અને ચિત્તાકર્ષક હતો કે જ્યારે તે ગાવા ઉભા થતા ત્યારે શ્રોતાજનો પુતળાની પેઠે સ્તબ્ધ થઇ જતા હતા.

જરા વિચાર તો કરો, જે પુતળાને લડાઇનો શંખ ફુંકવાનો હતો અને હિંદુસ્તાનની ધરતીપર એક મહાન યુદ્ધનો નકશો ચીતરવો હતો તેનું કુદરતે સ્વતઃ એવા વાજિંત્ર તરફ વળણુ કર્યું કે જે દરેક આત્મિક દષ્ટાંતમાં નજરે પડે છે.

મોલાના રૂમની મસ્નવીની પહેલી ફૌન્ડેશન કવિતાની ટુક જગતની ફીલસુફીના વર્ણનપર બોલવાનુ શરૂ કરે છે તો એજ વાંસળીને, સત્ય રૂપી હકીકતને માટે લાયક બનાવે છે, અને કહેછે કેઃ—

વાંસળીથી સુણ કહે છે શી તે વાત,
તે વિરહ ફર્યાદ કરે છે સાક્ષાત.

આ વાંસળીના અજબ ભેદ હતા, એ વાંસળીના નીરાળાજ ઢંગ હતા.

સ્યામે મોરલી વગાડી શી રીતે, થઇ ગઇ જગમાં દુવાઇ શી રીતે;
હરની મોરલી હરમાંજ વાગતી, હરની છે હરથી સગાઈ શી રીતે.

ભટકતી કોમો એક જગાએ સ્થાયી રહેતી નથી.

**ગોકુળથી વૃંદાવન**

ગોકુળના ગોવાળીઆ પણ ભટકતા હતા, જેમાં શ્રીકૃષ્ણ ગુપ્ત રીતે મોટા થતા હતા. એ લોકોએ ગોકુળથી પોતાના તંબુઓ ઉપાડયા અને એ ચરાથી બધાં ઢોરો લઇને વૃંદાવનમાં ચાલ્યા ગયા, જે ગોકુળથી કેટલાક ગાઉ દૂર હતું અને લીલોતરીવાળું જંગલ હતું, જેની ત્રણ બાજુએ જમના નદી વહેતી હતી.

એજ વૃંદાવનમાં શ્રીકૃષ્ણનું નાનપણ પુરૂં થયું અને જવાનીનો સમય શરૂ થયો.

અહીં આવીને શ્રીકૃષ્ણે એવો દસ્તુર રાખ્યો હતો કે આખો દિવસ ગોપોની સાથે ગાયો ચારતા, સાંજરે ઘેર આવતા, વાળુ કરીને બહાર નીકળતા અને વાંસળી લઇને બેસી જતા ને સારી પેઠે વગાડતા. ગોપ ગોવાળીઆ પણ નાના મોટા, સ્ત્રી પુરૂષ, છોકરા છોકરીઓ રાતની નિશ્ચિંતતામાં શ્રીકૃષ્ણની આજુબાજુ એકઠા થતાં અને એમની વાંસળીનો મધુર સાદ સાંભળતા.

શ્રીકૃષ્ણ અને તેમના ભાઇ બળરામ સંપૂર્ણ કાંતિમાન હતા અને બધા ગોપ બાળકોમાં એ બંનેના ચહેરા જુદા પડી ઓળખાઇ જતા હતા. પરંતુ ગોપ લોકો તો એમજ સમજતા હતા કે એ બંને બાળક યશોદા અને નંદના છે, એવું કોઈ જાણતું નહોતું કે મથુરાના રાજકુમારો એમની સાથે ઉછરે છે, એ ભેદને ફકત યશોદા અને નંદજ જાણતાં હતાં.

શ્રીકૃષ્ણ અને બળરામને ગોપ લોકો પોતાના કુટુંબી સમજતા હતા છતાં પણ એમના પર શ્રીકૃષ્ણની ઘણી સત્તા હતી. અને એવી હાલત થઇ ગઇ હતી કે ગોપ લોકોના છોકરા ને છોડીઓ, જેઓ કૃષ્ણનાં સમોવડીઆં હતાં, તેઓ એમને એટલું માન આપતા હતા જાણે એ બંને એમના સરદાર છે.

એનુ એક કારણ તો એ હતું કે શ્રીકૃષ્ણનાં પાળક યશોદા અને નંદ ગોપ કુટુંબમાં પ્રતિષ્ઠિત ગણાતાં હતાં, બીજુ કારણ એ હતું કે કૃષ્ણ અને બળરામ બંને સૌંદર્યવાન હતા. ત્રીજું કારણ એ હતું કે રાજકુટુંબના હોવાથી સ્વાભાવિક રીતે ગામડીઆ લોકો ઉપર એમનો રોબ પડતો

હતા અને શ્રીકૃષ્ણ નાના હતા છતાં પણ એમના મોટા બની ગયા હતા. જે ઠેકાણે જઇને બેસતા હતા ત્યાં બધા ગોપ લોકો એકઠા થઇ જતા હતા. એ જે કામ કરતા હતા તેમાં ગોપ લોકો ભાગ લેતા, જેવી એમની ઇચ્છા થતી તે તરફ ગોપ લોકો પણ પોતાની ઇચ્છા દેખાડતા હતા.

શ્રીકૃષ્ણનો નાદ પણ અદ્ભુત હતો. તે ઘણુંજ સારૂં ગાઈ શકતા હતા અને કેટલીક કથાઓ ઉપરથી જણાય છે કે એમને નૃત્ય પણ ઉત્તમ આવડતું હતું. મુસલમાનોના કાન નાચવાનું સાંભળીને ઉભા થશે, પરંતુ એ કાંઇ નવાઇની વાત નથી. એથી શ્રીકૃષ્ણની મોટાઇમાં કાંઇ ફેર પડી જતો નથી કેમકે એ નૃત્ય તે વખતના હિંદુઓનો કોમી દસ્તુર હતો અને દરેક જાતના ઉત્તમ, કનિષ્ઠ, રાજા કે રંક, નાચતા હતા. જેવી રીતે આજના સમયમાં અંગ્રેજો અને યુરોપીઅનો સાધારણ માણસથી રાજા સુધી સ્ત્રીઓ સાથે નાચે છે અને એવી કોમી ટેવ ઉપર કોઇ માણસને ટીકા કરવાનો હક નથી.

શ્રીકૃષ્ણ રાતની આ મંડળીઓમાં વાંસળી વગાડતા, ગાયન ગાતા અને કદી કદી નાચતા પણ હતા અને એમની સાથે ગોપ લોકોના છોકરા છોડીઓ પણ નાચતાં ગાતાં હતાં. આ સામાન્ય મેળાપની મંડળીઓથી કેટલાક લોકોએ જેમાં શ્રદ્ધાળુ હિંદુઓ વિશેષ છે એમ માનવાની અનુકૂળતા આપી કે શ્રીકૃષ્ણ ગોપ કુટુંબની જુવાન છોડીઓ એટલે ગોપીઓની સાથે અયોગ્ય વર્તણુંક ચલાવતા હતા અને એમની એ ઉમર હમેશાના વ્યભિચારમાં વ્યતિત થતી હતી.

આ ધારણા કે જે પાછળથી સત્ય અને ખરા બનાવના રૂપમાં જાહેર થઇ તે તદ્દન જુઠ અને આધાર વિનાની છે,

તે એટલા માટે નહિ કે શ્રીકૃષ્ણને તોહમતોથી મુક્ત કરવાનો મારો ઇરાદો છે, બલકે એટલા માટે છે કે વર્ણનનું રૂપ એ કથાઓથી તદ્દન વિરૂદ્ધ જણાય છે.

એક તો એકે એ સમયમાં શ્રીકૃષ્ણનું વય બાર વરસનું હતું. બાર વરસની ઉમરમાં ગમે તેવો નીરોગી બાળક હોય પણ એ બનવું અશક્ય છે કે તે જુવાન સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરી શકે. અને હિંદુઓનાં બધાં વિશ્વાસનીય પુસ્તકોથી એ વાત સાબિત થાય છે કે જ્યારે શ્રીકૃષ્ણે પોતાના જુલ્મી મામા રાજા કંસને કતલ કર્યો ત્યારે તેમની ઉમર ૧૨ વરસની હતી. ફક્ત એકજ કથા એમ કહે છે કે તેમની ઉમર ત્યારે ૧૬ વરસની હતી, જો આ ૧૬ વરસવાળી કથાનેજ સત્ય માની લેવામાં આવે તો પણ ગોપીઓથી વ્યભિચાર સાબીત થતો નથી કેમકે ૧૬ વરસની ઉમરમાં કંસને માર્યો છે અને બધી ઐયાશીની વાર્તાઓ તેના પહેલાંની છે.

જે ફોટો કંસને મારવાનો મેં આ પુસ્તકમાં આપ્યો છે તે તેવા હિંદુઓ પાસેથી મળ્યો છે જે કૃષ્ણના છેલ બટાઉપણાને, વૈભવને, પોતાની સ્વતંત્ર બેપરવાઇથી માને છે. તોપણ એ ફોટોમાં શ્રી કૃષ્ણને એક બાળકના જેવા દેખાડવામાં આવ્યા છે જ્યારે કંસને મારતી વખતે તેઓ જરા જેટલા નિરપરાધી બાળક હતા તો તે પહેલાં ગોપીઓની સાથે તેમણે વ્યભિચાર કેવી રીતે કર્યો ?

શ્રીકૃષ્ણની પવિત્રતાની સૌથી મોટી સાબીતી એ છે કે તેઓ ગોપ પુરૂષ, સ્ત્રી, છોકરાને છોડીઓની વચ્ચે વીંટળાએલા રહેતા હતા. એવી કોઇ પણ કથા મળતી નથી કે જે એમ દેખાડતી હોય કે એકલી ગોપીઓ સાથે, તેમજ એકાંતમાં મેળાપ થયો હોય. તો પછી એમને હરામ કામ કરવાનો

ક્યારે ને ક્યાં વખત મળતો હતો. ગોપ ટોળાનું રહેઠાણ જંગલોમાં હતું, જ્યાં મોટાં મોટાં મકાનો ને એઓ છુપાવવા માટે સ્થાનો નહોતાં, ખુલ્લા મેદાનોમાં શ્રી કૃષ્ણને પ્રકટ રીતે મનસ્વી કામ કરવાની રજા કોણ આપી શકતું હતું. ?

જંગલમાં રહેનાર લોકો ઘણાજ શીળવતવાળા ને આબરૂનું રક્ષણ કરનાર હોય છે. જો તેઓ પોતાની છોડીઓની સાથે શ્રી કૃષ્ણની જરા પણ ખોટી નજર જોઇ લેત તો શું એ શક્ય હતું કે એમને અને એમના પાળક યશોદા અને નંદને જીવતા રહેવા દેત. બલ્કે ખરી હકીકત તો એ છે કે એ બધા શ્રી કૃષ્ણ ઉપર પતંગીઆની પેઠે ઝંપલાવવા માટે તૈયાર હતા.

શ્રી કૃષ્ણની જુવાની ને ચડતીના સમયમાં એમના શત્રુ પણ ઘણા હતા, એ શત્રુઓ પૈકી એક શિશુપાળ રાજાએ એક દરબારની તકરારમાં ( જેનું વર્ણન આગળ આવશે ) શ્રી કૃષ્ણ ઉપર દરેક પ્રકારનાં આળ મૂક્યાં હતાં પરંતુ વ્યભિચારનું તોહમત તેણે તેમનાપર ન મૂક્યું. જો એ વાત સત્ય હોત તો સામાન્ય દરબારમાં શિશુપાળ જેવા શત્રુને પોતાના શત્રુ ઉપર વ્યભિચારનું આળ મૂકી એકઠા થએલા લોકોને તેમના વિરૂદ્ધ કરી દેવાનો ઉત્તમ જોગ હતો. પરંતુ તેણે તોહમતોમાં એક અક્ષર પણ એ સંબંધી કહ્યો નથી, જો કે તે શ્રી કૃષ્ણનો સગો હતો, ને તેમની આખી જીંદગીથી વાકેફ હતો. તે વખતના બહાદુર, સાચા, પવિત્ર અને ઘણા ઘણા મોટા ભક્તો ને વિદ્વાન હિંદુઓ શ્રી કૃષ્ણની આગળ માથું નમાવતા અને તેમને અવતાર માનતા હતા. જો શ્રી કૃષ્ણની જિંદગીમાં આ હરામ કામ થયાં હોત તો તે પવિત્ર માણસો એમને કદાપિ પણ અવતાર માની એમની આગળ

પોતાનું માથું નમાવત નહિ.

અર્થાત એવા સેંકડો પુરાવા એના છે કે શ્રી કૃષ્ણને વેભવી અને ગોપીઓની સાથે અયોગ્ય કામોમાં લાગેલા ગણવાની માન્યતા તદ્દન જુઠ, અસત્ય અને ખોટું આળ છે. તે સાબિત કરે છે કે ઇશ્વરી પુરૂષની જિંદગી એ અપરાધોથી તદ્દન પવિત્ર અને નિર્મળ હતી.

બેશક, તેઓ ગોપીઓને ગાયન ને વાંસળી સંભળાવતા હતા, બેશક તે એમની સાથે નાચતા હતા, બેશક એમના નાનપણનો સમય ઘણોજ એશ આરામમાં જતો હતો, પરંતુ આ એશની મંડળીઓમાં તદ્દન ગોપીઓજ નહિ, એમના માબાપ પણ શામિલ થતાં હતાં, તેમના છોકરાઓ પણ શામિલ થતા હતા અને આ બધી હકીકત એવી છે કે જેમાં તે વખતના સામાન્ય આનંદના દસ્તુર અને સુખી સ્વભાવ સિવાય કોઇ અયોગ્ય કામનો સમાવેશ નહોતો.

તો પછી કોણ કહી શકે છે ને શી રીતે કહી શકે છે કે શ્રી કૃષ્ણ જેવા ધર્મના આગેવાને ( તોબા તોબા ) હરામ કામ કર્યાં ?

હે મારા મુસલમાન ભાઇઓ ! તમે કેટલાક અજ્ઞાન હિંદુઓની કથાઓપર કાંઇ ધ્યાન ન આપશો કેમકે તમારાપર તમારા મઝહબે લાજમ કર્યું છે કે દરેક ધર્મના આગેવાનની ઇજ્જત કરો અને તેને એવાં જુઠાં કલંકોથી પવિત્ર સમજો.

શ્રીકૃષ્ણ ઉપર આ તદ્દન કલંક છે અને કોઇ પણ દલીલ, કોઇ પણ ઐતિહાસિક પુરાવો કે કોઈ પણ પાકી સાબીતી એવી નથી કે જેથી જણાય કે શ્રીકૃષ્ણ વ્યભિચારી હતા. મેં હિંદુ પુસ્તકોને ઘણાજ ગોરથી જોયા છે કોઇ

ઠેકાણે પણ આ વાતની છાયા સરખી જણાતી નથી કે જે તોહમતો ખુદ શ્રીકૃષ્ણના પૂજારીઓ એમને માથે ઢોળે છે.

તમે કહેશો કે જ્યારે એમના મતાનુયાયીઓ એમ કહે છે તો અમે કેમ ન કહીએ ?

હું જવાબ આપીશ કે શું ઇસ્લામે તમને નથી દેખાડી આપ્યું કે, યહુદીઓએ પોતાના પેગંબરપર કલંક મૂકયાં. તવરેતમાં એક પેગંબરના સંબંધમાં એમણે એટલું વધારી દીધું છે કે પેગંબરે પોતાની દીકરીઓની સાથે વ્યભિચાર કર્યો, પણ તમને હુકમ આપવામાં આવ્યો છે કે તમારે આવા વધારી દીધેલા બનાવોને કદી માનવા નહિ અને બધા પેગંબરોને પવિત્ર માનો. શું હઝરત ઇસા અલ૦ના સંબંધમાં તેમના મતાનુયાયીઓએ એવું નથી કહ્યું કે તે ખુદાના દીકરા છે પરંતુ તમને બતાવવામાં આવ્યું છે કે તમે એમને જુઠા સમજો. તે ખુદાના દીકરા નહોતા, ખુદા એવા કલંકથી પવિત્ર છે.

જો તમે બીજાની વાર્તાઓ અને માન્યતા ઉપર અમલ કરત અને કહેત કે જ્યારે તેઓ પોતે એવું કહે છે તો અમે કેમ ન કહીએ, તો કહો કે તમારા પવિત્ર ઇમાનને કેટલો બધો ધક્કો લાગત. યાદ રાખો કે દરેક ધર્મ અને કોમમાં ખરાબીઓ દાખલ થઇ ગઇ છે, દરેક માન્યતામાં અને દરેક આકાશી પુસ્તકમાં લોકોએ પોતાની માન્યતા પ્રમાણે વધારો ઘટાડો કરી મુકયો છે ને એમ કરીને તેને ખરાબ કરી મૂકયાં છે, ત્યારેજ સૌથી મોટા અવતાર અને બધાથી મોટા પેગંબર હઝરત મોહમ્મદ મુસ્તફા સલ૦ ને ખુદાએ રસુલ બનાવીને મોકલ્યા, જેમણે ફરમાવ્યું કે "હું

કોઇ નવો ધર્મ લઇને આવ્યો નથી, બલ્કે જુના ધર્મોની ખરાબીઓ દૂર કરવા અને તેમને માનનારાઓની શુદ્ધતા કરવા માટે ખુદાએ મને રસુલ બનાવ્યો છે."

મુસલમાનોને હુકમ કરવામાં આવ્યો કે "તવરેતપર ઇમાન લાવો, બાઇબલપર ઇમાન લાવો, અને બધા પેગંબરો કે જેમનું વર્ણન કુરાનમાં છે તેમના પર ઇમાન લાવો," અને એવી પણ આજ્ઞા કરવામાં આવી છે કે, "કેટલાક પેગંબરોનાં નામ અમે બતાવી દીધાં છે અને કેટલાકનાં બતાવ્યાં નથી. પરંતુ તમારા પર બધા પેગંબરો અને ધર્મોના આગેવાનો ને પ્રવર્ત્તકોને માન આપવું વાજબી છે."

અને તવરેતમાં યહુદીઓએ પેગંબરોના વ્યભિચારનું વર્ણન કર્યું છે તે તવરેતને અમે માનીએ છીએ, જેમાં ખ્રીસ્તીઓએ પોતે હઝરત ઇસાને પ્રભુનો પુત્ર લખ્યો છે તે બાઇબલપર ઇમાન રાખીએ છીએ, તો અમારે હિંદુસ્તાનના સૌથી મોટા ઉપદેશકની પણ ઇજ્જત કરવી જોઇએ અને જેવી રીતે તવરેતમાં લખેલા અને વધારી દીધેલા વ્યભિચારના વર્ણનને અમે અસત્ય સમજીએ છીએ અને જેવી રીતે બાઇબલમાં કહેલા પ્રભુના પુત્રના ખોટા દાવાને નથી માનતા, તેવીજ રીતે અમારે માનવું જોઇએ કે, શ્રીકૃષ્ણ ઉપર પણ વ્યભિચારનું આળ તે તદ્દન તોહમત છે અને તે પણ એવુંજ છે જેવી રીતે તવરેતને બાઇબલના મનથી ઘડેલા ઉપલા બનાવો છે.

અમે મુસલમાનો તવરેત ને બાઇબલને ફકત સત્ય માનીએ છીએ, તેના પર અમલ કરવાનો અમને હુકમ નથી કેમકે અમને એવું પુસ્તક આપવામાં આવ્યું છે જે દરેક પ્રકારની

મનકલ્પિત વાતો અને દૂષણોથી પવિત્ર છે. જેમાં કોઇ પણ વાત માણસે દાખલ કરી દીધેલી નથી. જેના પર અમલ કરવો તે અકલ અને જિંદગીની જરૂરોને અનુકૂળ છે અને તે કુરાન છે. કુરાને કહ્યું છે કે “મારા આવ્યા પછી તવરેત બાઇબલ અને બધાં આકાશી પુસ્તકોના ધર્મ રદ બાતલ થઇ ગયા હવે બધી દુન્યાએ મારાપર અમલ કરવો જોઇએ.”

તેથી અમે કુરાનની સામે માથું નમાવીએ છીએ, અને તેને આખા જગતની આગળ રજુ કરીએ છીએ. દુન્યામાં હિંદુસ્તાન પણ છે એણે પણ કુરાનપર અમલ કરવાની ને તેની શિખામણોપર ચાલવાની જરૂર છે અને તે શ્રીકૃષ્ણજી અને શ્રીરામચંદ્રજીના ઉપદેશને અનુસરે છે, જેમાં આકાશી પુસ્તક વેદની પેઠે પરમેશ્વરના એકયતું વર્ણન કરેલું છે.

કુરાને બધા પેગંબરોને માનુષી કલંકોથી પવિત્ર કર્યા છે, તેથી અમે કુરાનને માનનારઓની ફરજ છે કે હિંદુસ્તાનના ધર્મપ્રવર્તકોને પણ માનુષી તોહમતોથી પાક કરીએ અને તેમના માન પ્રતિષ્ઠાને પોતાના અંતઃકરણમાં સ્થળ આપીએ.

એમ કરવાથી અમે હિંદુ થઇ જવાના નથી, કેમકે તવરેતની સત્યતા અને વખાણથી યહુદી થઇ ગયા નથી અને બાઇબલનાં વખાણ કરવાથી ખ્રીસ્તિ થઇ ગયા નથી. તેજ મુસલમાન રહ્યા છીએ અને મુસલમાન રહીશું. એવી સામાન્ય સત્યતા, સામાન્ય પ્રેમ, ને સામાન્ય પ્રીતિ જાહેર કરવાનુંજ નામ ઇસ્લામ છે.

માટે આવો, ને શ્રીકૃષ્ણજીની ઉપરથી બધાં જુઠાં આળને દૂર કરીને તથા દૂર સમજીને તેમને પોતાના અંતઃકરણથી ઇજ્જત અને પ્રેમનો સંદેશો મોકલો.

એ લોકો અજ્ઞાનતાથી શ્રીકૃષ્ણના સંબંધમાં એવી નિરર્થક વાતો કહે છે જેને હું આ શ્રદ્ધાળુ હિંદુઓ પુસ્તકમાં એટલા માટે લખતો નથી કે તે વિવેકની વિરૂદ્ધ છે.

મથુરા, ગોકુળ ને વૃંદાવન. જ્યાં શ્રીકૃષ્ણનો જન્મ ઉછેર ને ચડતીનાં સ્મરણ છે ત્યાં દર વર્ષે કરોડો હિંદુઓ યાત્રા કરવા આવે છે. હું પણ એનાં દર્શન માટે કેટલીક વખત ગયો છું. ત્યાં પૂજારીઓ અને પંડયાઓએ પોતાની કમાઇને માટે એવી એવી કથાઓ જોડી રાખી છે જેને સાંભળીને સ્વાભાવિક રીતે કુચાલ તરફ વલણ થતું હશે. અને જુવાન પુરૂષો પણ નક્કુટકે ઇંદ્રિય સુખ માલવાના વિચારને મનમાં ઉભરાતો જોતા હશે, સુધરેલો અને સદગુણી પુરૂષ પણ જ્યારે અપવિત્ર ઇચ્છાઓને પગથીએ પગથીએ ઉસ્કેરનાર લાગ લાગટ બનાવો સાંભળે છે તો કુદરતી રીતેજ સ્વતઃ તેમના પર નઠારી અસર થાય છે અથવા તેને કષ્ટ થાય છે. અને આવી વાર્તાઓથી તેને પસ્તાવો થાય છે, અથવા તો આવા બોધદાયક મધ્યબિંદુનાં દર્શન તેને એવો લાભ કરે છે કે તે પણ આવી જુઠી કહાણીઓના પ્રતાપે પોતાનાં ઇંદ્રિય સુખ ભોગવવાની ઇચ્છાઓ જોશભેર ઉભરાઇ જવા દે છે અને છેવટે પોતે રખડેલ થઈ જાય છે.

**રાસલીલા**

પ્રતિ વર્ષ જ્યારે કૃષ્ણજીના જન્મનો વખત આવે છે ત્યારે હિંદુસ્તાનના પ્રત્યેક શહેર, પ્રત્યેક કસબા ને પ્રત્યેક ગામમાં રાસલીલાના નામથી નાચ રંગ થાય છે, અને એમાં કેટલાક રખડાઉ રૂપાળા છોકરા, જેમનો એ ધંધોજ છે તે જુઠી ને લાજને બાળીને રાખ કરી નાંખે એવી કથા-

ઓના વેશ કાઢે છે કે જે શ્રી કૃષ્ણના ઉપર આળ રૂપે મૂકવામાં આવી છે અને હિંદુઓ એ હરામકાર છોકરાઓને પોતાના પવિત્ર અવતારની પ્રતિષ્ટા ભંગ કરવાના ઇનામ તરીકે હજારો રૂપીઆ આપે છે.

હું જીવન ચરિત્ર લખવાના બદલામાં શીખામણનો પાઠ લખવા બેસું એ પુસ્તકના મૂળ ઉદ્દેશની વિરૂદ્ધ છે, માટે વધારે વિગતથી લખવાની ને હિંદુઓને બોધ કરવાની અગત્ય નથી હવે તે પોતેજ પોતાની મેળે સુધારો કરવા લાગ્યા છે.

મેં મુસલમાનોને સમજાવવા અને અસલ હકીકતથી જાણીતા કરવા આ ખુલ્લાસો લખ્યો છે કે જેથી તેઓ જાણે કે હિંદુઓનાં આ બધાં નઠારાં કામ પોતે કલ્પેલાં ને સ્વચ્છંદી છે, શ્રીકૃષ્ણને એની સાથે કાંઇ સંબંધ નથી. તેઓ આ બધાં દુર્ગુણોથી પવિત્ર હતા. એમની પદવી બજારમાં રખડનારા, રૂપવંતીઓની તરફ આંખના કટાક્ષ ફેંકનારા અને ઇંદ્રિયને વશ થઇ જનારા લોકો કરતાં ઉત્તમ હતી. ખુદાના એ પવિત્ર ભક્તની જય થાઓ જેને તેના અનુયાયીઓએ બદનામ કરી મૂકયો છે.

**રાધાજી.**

ગોપીઓ સાથેના ઇશ્કબાજીના કિસ્સાઓમાં રાધાજી નામે એક ગોપીનાં અસંખ્ય વર્ણનો પ્રખ્યાત છે. કહેવામાં આવે છે કે, શ્રીકૃષ્ણ રાધાને બીજી ગોપીઓ કરતાં વધારે ચાહતા હતા અને રાધા એમની ખાસ પ્રિયા હતી, શ્રી કૃષ્ણ એમના વિચારમાંજ મશગુલ રહેતા હતા અને એ શ્રી કૃષ્ણની પ્રીતિમાં બેભાન ને તલ્લીન રહેતી હતી.

લોકોની જીભપર આ ઇશ્કબાજીના કિસ્સાઓ એટલાબધા ચડેલા છે કે એની સામે કાંઈ બોલવું તે ઘણું મુશ્કેલ કામ છે. ફકત કથાઓપર બસ નથી, મંદિરોમાં મૂર્ત્તિઓ પધરાવેલી છે, જેમાં રાધા ને કૃષ્ણના ઇશ્કને ભિન્ન ભિન્ન રૂપમાં દર્શાવ્યો છે વળી એ મંદિરો પણ નવાં નહિ, ઘણાજ પ્રાચીન કાળના મંદિરોમાં એવાં ચિત્ર પત્થરપર કોતરેલાં મળી આવે છે.

પુરાતન પુસ્તકોમાં હાથે ચીત્રેલી છબીઓ ખોળવામાં આવે તો ત્યાં પણ રાધાકૃષ્ણનો ઇશ્ક મૂર્ત્તિમાન દેખાય છે અને હવે તો છાપખાનાના પ્રતાપથી કરોડો ચિત્રો આ પ્રિય ને પ્રિયાનાં છપાય છે અને હિંદુઓ એને વેચાતા લઇને પોતાની પાસે રાખે છે.

હિંદુઓનું સામાન્ય વલણ અને ખાસ પસંદગી જોઇને યુરોપના વેપારીઓ લુગડાપર, થાનોપર, શોભીતી વસ્તુઓપર રાધાકૃષ્ણ અને ગોપીઓનાં રંગીન ચિત્રો ચોંટાડી ચોંટાડીને મોકલે છે અને રાધાકૃષ્ણના જુદા ઇશ્કના પ્રતાપમાં કૃષ્ણના અનુયાયીઓ પાસેથી પૈસા વસુલ કરે છે.

મેં પણ પુસ્તકમાં ખાસ તપાસ કરીને રાધાકૃષ્ણનાં ચિત્રો આપ્યાં છે. પરંતુ જે લખાણ એ ચિત્રો ઉપર હતાં તે કાઢી નાખ્યાં છે કેમકે તે મારી માન્યતાની વિરૂદ્ધ હતાં અને જે મારી માન્યતા પ્રમાણે યોગ્ય અને ખરા શબ્દો હતા તે લખી દીધા.

**ઇશ્કબાજીની હકીકત**

શ્રી કૃષ્ણ છેલછબીલા સ્વભાવના હતા એ વાતની હું ના પાડતો નથી, મારો ઇમાન છે કે તે સૌથી વધારે રંગીલા હતા પરંતુ કેવા રંગીલા ? પહેલાં એતો સમજવું જોઇએ.

શ્રી કૃષ્ણ ઇસ્કને જાહેર કરનાર હતા, તેઓ ઇસ્કના પવિત્ર વળણની મૂર્ત્તિ થઇને દુન્યામાં ઇશ્વરની તરફથી મોકલવામાં આવ્યા હતા. એમનો ઇસ્ક ઇંદ્રિય સુખમાં રચી પચી રહેલા માણસોના ઇસ્કથી જુદા પ્રકારનો હતો. તેમનો ઇસ્ક એવો હતો જેને મોલાના રૂમીએ પોતાની મસ્નવીમાં નીચે પ્રમાણે વર્ણવી પ્રતિષ્ઠિત ઠરાવી દીધો છે. તેઓ કહે છે " જે ઇસ્ક ઘઉં ખાવાથી, તેના ખોરાકની અસરથી ઐચ્છિક બાષ્પભવન થઇ પેદા થાય છે તે સત્ય પણ નથી ને કૃત્રિમ પણ નથી. એટલે જે ઇસ્ક ખોરાકના સેવનથી માણસોમાં ઉભરાઇ જાય છે તે પવિત્ર ઇસ્ક નથી, યોગ્ય પ્રીતિ નથી, પરંતુ ઇંદ્રિય છે અને ઇચ્છા સાથે સંબંધ રાખનાર છે."

ખરો ઇસ્ક કોઇ અન્ય વસ્તુ છે. સત્ય ઇસ્ક જેની નીસરણી કૃત્રિમ ઇસ્ક છે, જુદીજ વસ્તુ છે. માણસોએ વિષયી ખોટી માન્યતાઓથી પરમેશ્વરના ભકતોની ઇસ્કબાજીને પોતાની ગંદી અને ઐચ્છિક ઇસ્કબાજીની આંખોથી દેખાડી છે અને જગતને નિર્લજ્જતાથી ભરી દીધું છે.

શેકસપીઅરે સત્ય કહ્યું હતું કે " ઇસ્કની હકીકત સમજમાં આવી નથી તેમજ ખુદાની માહીતી પણ. માટે ખુદા ઇસ્ક છે ને ઇસ્ક ખુદા છે."

ઇસ્ક એક સ્થિતિ છે જેથી દુન્યામાં કોઇ ખાલી નથી, બલ્કે એમ કહેવું જોઇએ કે એજ ઇસ્કની સ્થિતિ દરેક અસ્તિત્વવાળી અને ઇંદ્રિયગમ્ય સૃષ્ટિની આરસી છે એ સ્થિતિ ન હોય તો કોઇ પણ વસ્તુઓ આપણને નજરે પડેજ નહિ.

માણસજ નહિ, પ્રાણી, ઝાડ, ઘાસ, પાણી, પત્થર, હવા,

વીજળી અને બધી નજરે પડનારી શક્તિઓ ઇશ્કની સાંકળોમાં કેદ છે.

માણસોએ ઇશ્કની હકીકત અને માહિતી સમજવા માટે જાતજાતની કોશીશો કરી છે. કોઇ વખતે એણે એનો ભેદ સમજી લીધો, કોઇ વખતે તે પોતાની નબળી બનાવટના કારણથી રસ્તો ભૂલી ગયો, કેમકે આ રસ્તો તેને માટે હમેશા દુર્ગમ્ય અને અધરોજ રહેલો છે. માણસ પોતાની સ્વાભાવિક અને કુદરતી ઇચ્છાઓને જુએ છે, એમાં સ્વાદ પણ મેળવે છે અને દુઃખ પણ પામે છે. એનું મગજ વિચાર કરનારૂં બનાવ્યું છે, તે હમેશા આજુબાજુની હાલત અને પોતાની ઉપર થનાર બનાવો પરથી ઇશ્વરને ઓળખવાની કોશીશ કરે છે. કોઈ વખતે તે એની સાથે પ્રીતિ કરવા ઇચ્છા રાખે છે, કોઇ વખતે એનું મન પોતાની હાલતના દુઃખથી ગભરાઈ જાય છે ત્યારે તે ખુદાથી બેજાર થઇ જાય છે. એવી બંને સ્થિતિઓમાં મન ઇશ્કના શબ્દથી મદદ ચાહે છે. પરંતુ કોઈ વખતે તો એને ઇશ્ક પોતાના ખરા રૂપમાં મળે છે અને કોઇ વખતે ખસી જાય છે. અને માણસ પોતાના માની લીધેલા અને ઉપજાવી કાઢેલા મનસ્વી ઇશ્કના દર્યામાં ગોથાં ખાતો રહી જાય છે.

ખુદાએ દરેક પેગંબર, અને દરેક કોમના ઉપદેશકમાં ઇશ્કનું એક રૂપ મૂકયું હતું. એ રૂપની જુદી જુદી સ્થિતિઓ અને રૂપો હતાં. હઝરત **આદમ** (અલ૦)માં એ ઇશ્ક વંશવૃદ્ધિ અને જમીનને આબાદ કરવાનું રૂપ લઇને જાહેર થયો હતો. હઝરત **નૂહ** (અલ૦) માં એ ઇશ્કે ક્રોધનું રૂપ ધારણ કર્યું હતું. ઇશ્વરના ભકતો, ઇશ્વર વિના

બીજાને પૂજે એ ઇશ્કથી સહન ન થઇ શકયું તે કારણથી એણે મોજ મારી. અન્યને પૂજનારા બધા માણસોનો જળ-પ્રલયમાં નાશ કર્યો. હઝરત ઇબ્રાહીમ ( અલ૦ ) માં એનું કોઇ જુદુંજ રૂપ હતું. એમને ખલીલુલ્લાહનો ખિતાબ એ કારણથીજ મળ્યો હતો કે ઇશ્કના એ રૂપની મદદથી માણ-સોમાં સંપ અને પ્રીતિ પેદા કરે. હઝરત મુસા કલીમુલ્લાહ ( અલ૦ ) બનાવવામાં આવ્યા હતા. એમના વાચાળુ રૂપે પોતાનું રૂપ પ્રકાસ્યું. હઝરત ઈસા ( અલ૦ ) એ ઇશ્ક ને ગુપ્ત ભેદોને ખુદાના આત્માના વેશમાં જાહેર કર્યો.

છેલ્લા અવતાર અને પેગંબર, બધા જગતના ગુરૂ હજ-રત મોહંમ્મદ રસુલુલ્લાહમાં એ ઇશ્ક પોતાની બધી શાખાઓ, બધા ભાગો, અને બધા રૂપોમાં એકઠો થયો હતો. તેમણે પ્રેમની આ સ્થિતિપરના દરેક વિભાગથી કામ લીધું અને જગતને ફાયદો કર્યો. રાજ્યવ્યવસ્થા પદ તરીકે પણ એમાં ઉત્તમ ઇશ્ક હતો, યુદ્ધ સંબંધી કામ પણ એ ઇશ્કે એમની પાસે સારાં કામ કરાવ્યાં, પરસ્પર પ્રેમ, સંપ, ને સમાનતાના ગુણોનો પણ એનીજ સાથે સંબંધ હતો, કેમકે એ પણ ઇશ્કનો એક ભાગ છે. ગૃહવ્યવસ્થા અને નાગરિકપણામાં એજ ઇશ્કની શક્તિના પ્રતાપે સહેલા નિયમો પ્રમાણે વર્તીને દેખાડી દીધા, જે કારણથી સર્વભૌમ્ય રસુલપણું એમનું સાબીત થયું. કેમકે કોઇપણ ધર્મના નાગરિક ફીલ્સુફીમાં વ્યવહારોપ-યોગી જોતાં આટલી વિસ્તીર્ણતા અને સાદાઇ ને સહેલાઈ નહોતાં જે જગતની દરેક કોમના સ્વભાવને માફક આવી શકે.

શ્રી કૃષ્ણ પણ હિંદુસ્તાનના શિક્ષક હતા, એમને પણ ખુદાએ એક મોટી ને ઉત્તમ કોમની આગેવાની બક્ષી



રાધાજીની લીનતા.

*The Lakshmi Art, Byculla, Bombay.*

હતી, તો પછી તે ઇશ્કની દોલતથી ભાગ્યહીન શી રીતે હોઇ શકે.

શ્રી કૃષ્ણ હિંદુસ્તાનના બધા અવતારો અને ચુંટી કાઢેલા માણસોથી વધારે ઇશ્કની જુદી જુદી સ્થિતિ પોતાની અંદર લાવ્યા હતા.

હિંદુસ્તાનમાં જેટલા અવતાર અને આગેવાનો થઇ ગયા છે તે બધામાં શ્રી કૃષ્ણ સદ્‌ગુણ પ્રમાણે જોતાં દરેક પ્રકારે ઉત્તમ હતા. એમની પૂર્વાવસ્થા રૂપને ઇશ્કને જાહેર કરતી હતી, વચલો ભાગ લડાઇ ને, રાજ્યવ્યવસ્થાનો સંપૂર્ણ આયનો હતો, અને ઉત્તરાવસ્થા લીનતા ને જગત તરફનો વિરાગ ને બેપરવાઇ હતા.

કૃષ્ણ કથાના બીજા ભાગમાં જો ઇશ્વરેચ્છા હશે તો કૃષ્ણના દરેક ભાગ ઉપર જુદી જુદી હકીકત લખવામાં આવશે. આ વખતે તો સાધારણ ઇશારા કરી દીધા છે કેમકે આવા સંક્ષિપ્ત ખુલાસા સિવાય મુસલમાનોની સામાન્ય ભૂલ દૂર થઇ શકત નહિ

**મારા વિચાર પ્રમાણે રાધાજી**

જેવી રીતે સાધારણ રીતે એમની ગણના ગોપીઓમાં થાય છે. તેમ એ સ્ત્રી નહોતાં એમ હું માનુંછું. પરંતુ રાધા શ્રી કૃષ્ણજીની પ્રીતિના ઉભરાનું મૂર્તિમાન રૂપક છે. હિંદુઓ ઉભરાઓ ને ગુણોના ચિત્રો બનાવ્યા કરે છે, તે માટે તેમણે પ્રીતિની હકીકતનો જેને જાહેર કરનાર શ્રી કૃષ્ણ હતા, રાધા નામ રાખી દીધું અને તેની મૂર્તિ પણ બનાવી દીધી.

મારો આ અભિપ્રાય દલીલ વિનાનો નથી, આધાર વિનાનો નથી, કારણ વિનાનો નથી, હું આ અભિપ્રાયની પુષ્ટિમાં જે સાબીતીઓ આપવા ઇચ્છુંછું તે કાંઇ સૂક્ષ્મ ન્યાય શાસ્ત્રની કે ફિલ્સુફીની વાતો નથી જેને ઓછી બુદ્ધિવાળા માણસો સમજી ન શકે, બલ્કે તે તદ્દન સર્વ માન્ય છે. બાળક પણ એને સમજી શકે છે. બધા જાણે છે કે હિંદુઓએ પ્રાચીન કાળમાં ઇશ્વરના ગુણોની મૂર્ત્તિઓ બનાવી હતી ને એ વડેજ તે ઇશ્વરના ગુણો માણસોને સમજાવતા હતા. દાખલા તરીકે એક મૂર્ત્તિ બનાવી જેના ચાર હાથ હતા. એક હાથમાં અનાજનું ડુંડું, એકમાં લુગડું, એકમાં તલવાર ને એકમાં પુસ્તક. એની મતલબ એ હતી કે ઇશ્વર તો એકજ છે, તેજ ખાવા આપે છે, તેજ વસ્ત્ર આપે છે, તેજ મારે છે અને તેજ દરેક વસ્તુનો જ્ઞાતા છે. અર્થાત પોષક, સંહારક ને જ્ઞાની વગેરે. ગુણ વાચક નામની મૂર્ત્તિ, અજ્ઞાનોને દેખાડવામાં આવતી હતી. પ્રથમ તો તે સમજવાનું સાધન રૂપ હતું અને એ મૂર્ત્તિઓ વડે ઇશ્વરની શક્તિઓ ને બખ્શીશો જાણવામાં આવતાં હતાં તે પછી ધીમે ધીમે લોકોએ એવીજ દૃષ્ટાંતિક મૂર્ત્તિઓ અને પુતળાંઓને પૂજવા માંડયાં જેને સુધારવા માટે ઇશ્વરે પોતાના પેગંબર હઝરત મહંમદ મુસ્તફા ( સ. અ. ) ને મોકલ્યા.

મુસલમાનો જુના મંદિરોમાં જઇને વિચાર પૂર્વક નિરીક્ષા કરે તો તેમને માલૂમ પડશે કે મારૂં આ કથન સત્ય છે કે અસત્ય.

રામ લીલાની મંડળીઓમાં જોયું હશે કે રાવણની જે મૂર્ત્તિ બનાવવામાં આવે છે, તેના ઘણા હાથ હોય છે, અને કેટલાંક મોં, અને તાળવા ઉપર એક મોં ગધેડાનું હોય છે.

એની મતલબ એ છે કે રાવણને ઇશ્વરે દરેક પ્રકારની તાકત આપી હતી. અર્થાત વિજય કરવાની શક્તિ તેમાં હતી અને એનાં કારણરૂપે એને ઘણા હાથ હતા. છતાં પણ તે અધર્મી હતો, ધાર્મિક માણસનું એક મોં હોય છે, અધર્મીને ઘણાં મોં હોય છે. એક મોંથી તે દગો દે છે, બીજા મોંથી ખુશામદ કરે છે, ત્રીજાથી જુલમી હુકમો કરે છે અને તે એટલા માટે થાય છે કે તેના મગજમાં ભવિષ્યનો લાંબો વિચાર હોતો નથી તેને પરિણામ શું આવશે તેની ખબર નથી.

રાવણના તાગવામાં ગધેડાનું મોં એ વાત સાબિત કરે છે કે, જો કે દરેક પ્રકારની શક્તિ તેમાં હતી, પણ બુદ્ધિ ગધેડાની હતી.

એવીજ રીતે હિંદુઓ અને તેમના મંદિરોના જે ભાગપર વિચાર કરશો તો કંઇકને કંઇક કારણ માલૂમ પડશે.

રાધાજીની મૂર્તિ ને એમના વૃત્તાંતને પણ એમ સમજી લેજો. વિદ્વાન હિંદુઓએ એવું ઇચ્છ્યું કે શ્રી કૃષ્ણના ઇશ્કના ઉભરાઓને શબ્દો અને શરીરમાં સમજાવીએ તેથી તેમણે તે સ્થિતિનું નામ રાધા રાખ્યું અને એની મૂર્તિ બનાવીને દેખાડી દીધી. જેવી રીતે એમણે સરસ્વતીની મૂર્તિ હાથીના રૂપમાં બનાવી ને તેને ગણેશજી કહ્યા. કેમકે હાથી ઘણો સમજુ અને બુદ્ધિશાળી જાનવર છે, વિદ્યાનું દષ્ટાંત એજ મૂર્તિમાં બતાવાય તો યોગ્ય છે.

આ પુસ્તકમાં મેં રાધાજીનું ચિત્ર આપ્યું છે એ તસવીરો પણ જુના વિચારના હિંદુઓ પાસેથી મળી છે એને જોવાથી જણાય છે કે, મારો આ દાવો તદ્દન ખરો છે કે

રાધાજી કોઇ સ્ત્રી નહોતાં પરંતુ ઇશ્કના ઉભરાની ફક્ત એક ઉપમા હતાં.

કેમકે એ ચિત્રામાં શ્રી કૃષ્ણને મોટી વયના ચિતરવામાં આવ્યા છે, એક ચિત્રથી તો શ્રી. કૃષ્ણની ઉમર ૫૦ વરસથી વધારે જણાય છે. જે લોકોએ અંગ્રેજી રાજ્યકર્તાઓ કે જેઓ દાઢી મૂછ રાખતા નથી તેમનાં ચિત્રો જોયાં છે તે તરત કહી દેશે કે શ્રી કૃષ્ણની તલ્લીનતાવાળી છબી ૬૦ વરસના ઘરડાની છે. મેં એ ચિત્ર ઉપર લખ્યું છે કે "શ્રીકૃષ્ણની તલ્લીનતા" અસલ છબી નીચે લખ્યું હતું કે, "શ્રીકૃષ્ણ રાધાના વિચારમાં" જો રાધા કોઈ સ્ત્રી અને સાધારણ માન્યતા પ્રમાણે ગોપી હોત તો શ્રીકૃષ્ણને બાળક અથવા યુવાન દેખાડવામાં આવત. કેમકે ગોપીની સાથે પ્રીતિના સમયમાં શ્રીકૃષ્ણ ૧૨ વરસના હતા. પરંતુ આ ચિત્રોમાં તે ઘરડા અથવા આધેડ દેખાય છે અને એને બધા હિંદુ પુસ્તકો માન્ય રાખે છે કે શ્રી કૃષ્ણે વૃંદાવન છોડયા પછી ગોપીઓ સાથે કાંઈ પણ સંબંધ રાખ્યો નથી. રાજા કંસના મરી ગયા પછી ગોપ અને ગોપીઓની ઇચ્છા હતી કે શ્રી કૃષ્ણ પ્રથમની માફક ફરી એમની સાથે મેળાપ રાખે. પરંતુ શ્રી કૃષ્ણે ચોકખી ના પાડી અને ફરમાવ્યું કે " હવે તમે મારાથી ભૂત કાળના સંબંધ જેવા સંબંધની આશા રાખશો નહિ."

તેથી જો રાધાજી ગોપીઓમાંના કોઇ સ્ત્રી હોત તો, છબીમાં શ્રીકૃષ્ણનો ચહેરો જુવાન પુરૂષ જેવો દેખાડવામાં આવત, કેમકે નાનપણ પછી તો તેમણે કોઇ પણ ગોપી કે ગોપથી સંબંધ રાખ્યોજ નહોતો, પરંતુ આ ચિત્ર તો દેખાડી આપે છે કે શ્રીકૃષ્ણ ઘડપણમાં છે. ત્યારે ઘડપણમાં અને પુરી જવાનીના સમયમાં ગોપીઓ ક્યાંથી આવી ?



શ્રી કૃષ્ણની લીનતા.

The Lakshmi Art

જો એમ વાંધો ઉઠાવવામાં આવે કે, આ ચિત્રો પાછળથી ઉપજાવી કાઢેલાં છે તેથી મરજી પ્રમાણે ચીતર્યાં છે. એનો શો ભરોસો ? તો હું જવાબ આપીશ કે આ ચિત્રો પરજ કાંઇ એ વાત પુરી થતી નથી, વૃંદાવનને ગોપીઓના સમયની જેટલી મૂર્ત્તિઓ ખરી સમજવામાં આવે છે તે બધામાં **શ્રી**કૃષ્ણની ઉમર બચપણ ને જવાનીની દેખાડવામાં આવી છે જે એ બાબતનો અચુક પુરાવો છે કે અયોગ્ય ઇશ્ક બાજીનાં વર્ણનો તદ્દન ખોટાં છે, અને રાધાજીનો ખાસ પ્રેમ કૃષ્ણજીના વય સાથે કાંઇ સંબંધ રાખતો નથી.

શક્ય છે કે રાધા નામે કોઇ ગોપી હોય, અને શક્ય છે કે **શ્રી**કૃષ્ણ વૃંદાવનના જંગલમાં બીજી ગોપીઓ સાથે રમતી વખતે રાધાજી સાથે વધારે પ્રીતિ દેખાડતા હોય. પરંતુ એ તો તદ્દન અશક્ય છે કે રાધા **શ્રી**કૃષ્ણનાં અયોગ્ય માશુક હતાં. કેમકે ઉપર જેટલી દલીલો એ વિચારની વિરૂદ્ધમાં લખી છે તે ઉપરથી એની મેળે એનું જુઠાણું અને ખોટાપણું સાબિત થાય છે.

એ શક્ય પણ મેં એટલા માટે કહ્યું કે રાધાજીની ચર્ચા એટલી બધી ફેલાયલી છે કે લોકોએ ફિલ્સુફીની ઉપમાને સત્ય માની લીધી છે. એમની ખાતર મેં એમ લખી દીધું કે રાધા નામે ગોપીનું હોવું અશક્ય નથી, પરંતુ મારી તપાસ ને માન્યતા તો એજ છે કે રાધા **શ્રી**કૃષ્ણના ઇશ્કના ગુણનું નામ છે. જે તેમના જન્મથી મરણપર્યંત એમના ઇંદ્રિયગમ્ય શરીરની સાથે રહેલો છે.

હવે હું તકરાર છોડી દઇને અસલ વાત લખવા માંડું છું આશા છે કે ન્યાયી સ્વભાવના ને સમજદાર મુસલમાનો મારા આ સંક્ષિપ્ત ખુલાસાથી ખોટાં તોહોમતોને મનમાંથી કાઢી નાંખશે.

## કથા ૪.

### પ્રકાશનો આરંભ.

વૃંદાવનના જંગલમાં મંગળ થઇ રહ્યું છે. શ્રીકૃષ્ણ ને બળરામની સુંદરતા અને બહાદુરીનાં વખાણ ઘેરેઘેર થાય છે. દરેક બાળકના મોંમાં કૃષ્ણકનૈયાનું શ્યામસુંદર નામ ને મનમોહન શબ્દ છે. એવામાં એ ખબર ઉડતાં ઉડતાં મથુરામાં પોહોંચી. થોડાક મૈલના અંતરની શી ગણતરી કે આવી જબરી ખબર છાની રહે. પહેલાં મથુરાના સાધારણ લોકોએ સાંભળ્યું કે, વૃંદાવનમાં એવા પ્રકારના બે છોકરાઓ છે અને તેમણે કલ્પના કરી કે હોય ન હોય એ છોકરા યાદવ વંશના હશે, અને કંસના ભાણેજ હોય તો શી નવાઇની વાત છે, દેવકી ને વસુદેવે ગોવાળીઆમાં છુપાવી રાખ્યા હોય.

જગતની બત્રીશી તે ખુદાનું નગારૂં ગણાય છે. ખોટી હકીકતો અને નિરર્થક અફવાઓના તળીઆમાં એક સત્ય વાત હમેશા હોય છે. સામાન્ય લોકોની આ ચર્ચાએ ખાસ અને દરબારી લોકોને પણ હુશીઆર કરી દીધા, એમનામાં પણ છુપી વાતો થવા લાગી, કોઇ કહેતો હતો બધું અસત્ય છે, બજારના અજ્ઞાની ને વહેમી લોકો હોય છે જરા જેટલી વાતને મોટું રૂપ આપવાની એમને ટેવ હોય છે, એમણે કંસની સાવચેતીઓ અને ખુનરેજીઓથી ગભરાઇને આ ખબર ઘડી કાઢી છે. બીજું તો કંઇ કરી શકતા નથી, બેઠા બેઠા ગપોના ગોળા ગબડાવે છે. દેવકી ને વસુદેવની એ તાકત હતી કે તે કંસ જેવા શકમંદ અને સખત મીજાજ રાજાના મુકાબલામાં કપટ કરી શકે? છોકરાઓને છુપાવી

રાખવા એ સહેલું કામ નહોતું. એતો કોઇ બહાદુર ગોપે પોતાના છોકરાને યુદ્ધની કેળવણી આપી "ઉજડ ગામમાં એરંડો પ્રધાન" "આંધળામાં કાણો રાજીઓ" એની મેળે પોતે થઇ જાય છે જંગલી ને અણુસુધરેલા માણુસોમાં એક બે માણુસો સુધરેલા થઇ જાય તો સ્વાભાવિક રીતે બધાની દૃષ્ટિ તેમની તરફ વળે છે, એજ કારણથી ગોપીઓના એ બે છોકરાઓ પ્રખ્યાત થઇ ગયા અને બજારના લોકોએ ગપ ઉડાવી દીધી કે દેવકીના છોકરા છે.

કેટલાક કહેતા હતા, ખબર તદન સાચી છે, ગોપ જેવા જંગલી ને વગડાઉ લોકોને ગમે તેટલી કેળવણી આપો પણ તેમનામાં આવી કાબેલીયત આવી શકતી નથી, જેવી આ બે છોકરાઓની પ્રખ્યાતિ છે. વળી જો એમ પણ માની લેવામાં આવે કે કોઇ ગોપે પોતાના છોકરાઓને કેળવણી આપીને એવા લાયક બનાવી દીધા છે. તો એમનું સૌંદર્ય રાજકુંવરો જેવું કયાંથી થઈ ગયું. એવું સાંભળવામાં આવ્યું છે કે એ બંનેના ચહેરા ગોપો કરતાં નિરાળા છે અને બંને ચંદ્રમાના કડકા જણાય છે.

સારાંશ કે દરબારી અમીરોમાં આ ખબર ફેલાતાં ફેલાતાં કંસના કાન સુધી પણ પોહોંચી. મોત માથે ભમતું હતું, એણે પણ સાચું ન માન્યું અને સામાન્ય લોકોની બેઅદબી ગણીને ક્રોધે ભરાયો ને સમજ્યો કે લોકો દેવકી ને વસુદેવની સાથે પ્રીતિ રાખે છે અને આવા પ્રકારની અફવાઓ મનકલ્પિત ઉડાવે છે, પરંતુ અનુભવી સરદારોએ સલાહ આપી કે "શત્રુની ઉપેક્ષા કરવી મૂર્ખતા છે. દેવતાની ચણુગારી પણ મોટી હોય છે. ખબર ખોટી હશે તો ખેર પણ

તમને લાયક છે કે ખરી બાતમી મેળવવી, સત્યજૂઠની પરીક્ષા કરવી, તપાસ કરવી ને સાબીત થાય કે એ બંને તમારા ભાણેજ છે તો એમનો નાશ કરવો. એ મોટી વાત નથી, ત્યાંજ જંગલમાં એમનું કામ કરી નાંખીશું અને તમારા ભાણેજ નહિ હોય તો એ વીર પુરૂષો હાથ લાગશે. એમને લશ્કરમાં દાખલ કરવામાં આવશે અને હુન્નરમંદીને ઉત્તેજન આપવાની ફરજ આપણાથી અદા થઇ સમજાશે. "

કંસે કહ્યું " જંગલમાં મારી નાંખવા યોગ્ય નથી, વખતે તપાસ કરનારાઓની ભૂલ હોય. જેવી રીતે સાધારણ લોકોએ સમજવામાં ભૂલ કરી છે. જો એમ થાય તો રૈયતના બે નિરપરાધી માણસો મારી નાંખ્યા કહેવાય. "

દરબારીઓએ કહ્યું " તો શું આપની એવી ઇચ્છા છે કે એમને અહીં બોલાવીને જોવા અને અન્નદાતા પોતે પોતાની જાતે તેની તજવીજ કરે. "

કંસે કહ્યુ " હા, હું એજ ઇચ્છુંછું કે મારી આંખે જોઉં, મારાથી વધારે દેવકીનાં સંતાનોને કોઇ ઓળખી શકતું નથી."

ત્યારે જવાબ આપ્યો કે " તમે પોતે શિકારના બહાનાથી વંદ્રાવન પધારો અને એ છોકરાઓને જુઓ. "

તે ઉપરથી કેટલાક દરબારીઓ બોલ્યા " એમ કરવું એ મહારાજની પદવીથી વિરૂદ્ધ છે, કેમકે જંગલી માણસોમાં પોતે પધારે, ઉત્તમ રસ્તો એજ છે કે કોઇ બહાનાથી એમને અહીં બોલાવવામાં આવે. "

દૈવ યોગે મથુરામાં કુસ્તીના તમાશાનો સમય પાસે આવ્યો હતો તેમાં દૂર દૂરથી પહેલવાનો આવતા હતા ને કુસ્તી લડતા હતા. રાજા અને શહેરની બધી વસ્તી એ તમાશામાં

શામેલ થતાં હતાં અને કુસ્તીમાં જીતનારને ઇનામ આપવામાં આવતાં હતાં.

કંસે કહ્યું "આ ઘણો સારો જોગ છે. એ છોકરાઓને અખાડો જોવાનું નોતરૂં અને પહેલવાનીના હુનર દેખાડવા માટે તેડું મોકલો, જો તેઓ કબુલ કરે તો ફોજમાંથી બે ખૂનખાર જબરદસ્ત પહેલવાનો તેમની સામે જાય અને છોકરાઓને પુરા કરી દે."

એ પ્રમાણે નક્કી થઇ ગયું, એટલે અક્રૂર નામે એક પહેલવાનને સંદેશો કહેવા મોકલ્યો. તેણે વૃંદાવનમાં જઇને નંદ અને યશોદાને કંસ રાજાનો એ સંદેશો પોંહોચાડયો, નંદ અને યશોદાએ કંસનું તેડું સાંભળ્યું એટલે કંપી ઉઠયાં, તેમને ખાતરી થઇ કે રાજાને ખબર પડી ગઇ હશે કે કૃષ્ણને બળરામ તેના ભાણેજ છે, હવે સલામતી નથી. જોઇએ છીએ હવે આ બે લાચાર રાજપુત્રો ઉપર શું કષ્ટ આવે છે અને અમે બંને એમના પાળક કેવા ગુનાહમાં સપડાઇએ છીએ.

પરંતુ "રાજાનો હુકમ તાત્કાળિક મોત" એ કહેવત પ્રમાણે લાચારીથી કબુલ થયાં અને મથુરા આવવાનો વાયદો કર્યો. શ્રી કૃષ્ણ ને બળરામે સાંભળ્યું કે તેમને મથુરામાં બોલાવ્યા છે તો તેઓ બહુ રાજી થયા અને તેમની ખુશી એથી દેખાઈ આવતી હતી જે તેઓ તૈયારીમાં ઉત્સાહ દેખાડતા હતા. પહેલાં તે એક ધોબીની પાસે ગયા ને તેની પાસે વસ્ત્ર માગ્યાં. એ ધોબી કંસ રાજાનો હતો, આ રાજ કુંવરોએ લુગડાં માટે એટલો તકાદો કર્યો કે ધોબી ખમી શક્યો નહિં ને એમનું અપમાન કર્યું. ધોબીનો ગર્વ જોઇ

શ્રી કૃષ્ણે ત્યાંથીજ આરંભ કર્યો. તલવારના એકજ ઝટકાથી તે નીચ ને વિવેકશૂન્યને મારી નાંખ્યો.

કૃષ્ણજી ને બળરામ મથુરા જતા નહોતા, પરંતુ કાળના મોંમાં જતા હતા. ત્યારે એ શા માટે રાજી હતા. એનો જવાબ એ છે કે કાંતો એ નાનપણના કારણથી કંસના ઇરિદાથી વાકિફ નહોતા કે એમને કતલ કરવા બોલાવે છે, અથવા તો તેમને ભવિષ્યની ખબર હતી કે કંસનો ઘાત અમારે હાથે થવાનો લખ્યો છે. તેથી એટલા માટે ખુશી હતી કે જુલમીનો વખત હવે પાસે આવ્યો છે. હિંદુ પુસ્તકો પરથી એ પણ જણાય છે કે કંસે અક્રૂર નામે જે અમલદારને વૃંદાવન મોકલ્યો હતો કે કૃષ્ણ ને બળરામને અખાડામાં આવવાનું કહેણ કહે. તે વસુદેવ અને દેવકીનો મિત્ર હતો ને કંસ રાજાનાં જુલમી કૃત્યો તેને પસંદ નહોતાં, તેટલા માટે તેણે નંદ યશોદા ને સકળ ગોપીઓને કહી દીધું હતું કે " કંસનો વિચાર એવો છે, તમે બધા યુદ્ધની સામગ્રી લઇને તૈયાર થઇને આવજો અમે બધા પણ તમને સહાય કરવા તૈયાર રહીશું. " કૃષ્ણજી ને બળરામને પણ આ હકીકત માલુમ હતી અને તેઓ પોતાનાં માબાપ ને માર્યા ગએલા ભાઇઓનો બદલો લેવા માટે તલપાપડ થઇ રહ્યા હતા, અને એજ કારણ એમની ખુશીનું હતું.

નંદ, યશોદા, કૃષ્ણ ને બળરામ તથા બધા ગોપોને લઇને મથુરા ગયાં. પેલી મગ કંસે છુપી રીતે હુકમ આપ્યો કે " જ્યારે કૃષ્ણ ને બળરામ અખાડામાં પગ મૂકે ત્યારે એક મસ્ત હાથી તેમની તરફ છોડી મૂકવો અને લોકોએ બુમો પાડવી કે હાથી છુટી ગયો છે, નાસો નાસો કે જેથી રાજાએ

ખરાબ નિદ્રાથી હાથી છોડી મૂક્યો છે એવી લોકોને ખબર ન પડે. કાંતો હાથી એમનો નાશ કરશે ને જો હાથીથી બચી જાય તો કોઇ બે પ્રખ્યાત પહેલવાનોએ એમની સામા જવું અને તેમણે કુસ્તીના હુનર દેખાડી એ બંનેને મારી નાંખવા."

નક્કી કરેલે સ્થળે અખાડાની ગોઠવણ કરવામાં આવી.

**અખાડાનો દેખાવ**

રૈયતના ખાસ ને આમ માણસો, સ્ત્રીઓ, પુરૂષો, બાળકો ને વૃદ્ધો, હારબંધ ગોઠવાઇ ગયાં. એક તરફ કંસરાજા ને તેના બધા અમીરો તખ્ત ને ખુરસીઓ પર બેસી ગયા અને બીજી તરફ રાજાની બધી રાણીઓ, તંબુઓમાં એકઠી થઇ, ત્યાંજ એક ઠેકાણે વસુદેવ ને દેવકી પણ આવીને બેઠાં. એમના જીવને નિરાંત નહોતી, તેઓ કહેતાં હતાં કે "જોઇએ છીએ ભાગ્ય દેવી શું દેખાડે છે. કૃષ્ણ ને બળરામનું શું છેવટ આવે છે. કાળજાપર ડાઘ લાગેલા છે. પાળીપોષીને મોટા કરેલા એ જુવાન છોકરાઓ બચી જાય છે કે એ પણ પહેલાંના કેળના ગર્ભ જેવા બાળકોની પેઠે ખુનીના હાથે પાયમાલ થાય છે" પેલી તરફ જેટલા પ્રજાજન હતા, તેમના મનની સ્થિતિ પણ નવાઇ જેવી હતી. દરેક માણસ વસુદેવ ને દેવકીને નિરપરાધી સમજતો હતો અને રાજા કંસના જુલમથી બેજાર હતો દરેક માણસની એ ઇચ્છા હતી કે અમારા બંને રાજકુંવરો જુલમીના જુલમથી બચે અને એમનો વાળ પણ વાંકો ન થાય. પરંતુ જ્યારે તેઓ જોતા હતા કે સામે જબરા જબરા પહેલવાનો છે, દેશનો રાજા છે, લોહી પીનારાં હથીઆરો છે, ફોજ ને લસ્કરોની ટુકડીઓ છે. ત્યારે તેમનું કાળજું ધડકતું હતું અને એમના મનમાં મુઝવણ થતી હતી કે જંગલના ગોપો અને તેમાં ઉછરીને મોટા થએલા રાજકુંવરો શી રીતે

આ બીહામણી શક્તિઓનો મુકાબલો કરી શકશે, અને શી રીતે આ ગરીબોના જીવ બચશે.

અર્થાત બધા અખાડામાં એક શૂન્યકાર હતું ને લોકોનાં કાળજાં ધડધડ ધ્રુજતાં હતાં કે એટલામાં દૂરથી ધૂળ ઉડતી દેખાઇ અને શોર ઉઠયો કે " તે આવ્યા " " તે આવ્યા " રાજા ને પ્રજા સૌની દૃષ્ટિ તે ધૂળ તરફ વળી ને કાળજાં ધડકવા લાગ્યાં કે હવે પરીક્ષાનો વખત પાસે આવ્યો. ધૂળ ઉડતી બંધ થઇ ને તેમાંથી ગોપોનું ટોળું અખાડા તરફ આવ્યું, એટલે બધાએ જોયું કે તેમની આગળ બે દેવકુંવરો પાંચે હથીઆર સજી ચંદ્રમાના જેવા કાંતિમાન ચાલ્યા આવે છે, જેમણે આ પ્રકારનાં પૂતળાંઓને ખોળામાં ઉછેરીને મોટાં કર્યાં હતાં તે તેમની પાછળ છે, ને એ નંદ ને યશોદાની પાછળ બધા ગોપ લોકોના પુરૂષો સ્ત્રીઓ અને છોકરા ને છોડીઓની ભીડ હતી.

જેવો કૃષ્ણ ને બળરામે અખાડામાં પગ મૂકયો તેવોજ એકઠા થએલા લોકોમાં ભલે પધાર્યાનો શોર થયો ને એકદમ બધા લોકોના મોંમાંથી પોતાના રાજકુંવરોની જય પોકરાઈ ગઇ. કંસરાજા એ બધું જોઇ રહ્યો હતો અને સાંભળી રહ્યો હતો, રૈયતની અનુકંપાના જોશને જોઇને જાણે અંગારા ઉપર આળોટતો હતો ને કૃષ્ણ તથા બળરામને જોઇને તેની આંખોમાં લોહી ઉતરી આવતું હતું. તેવામાં એકદમ એક બાજુએથી એક મસ્ત હાથી છૂટીને નાઠો ને પાધરો કૃષ્ણ ને બળરામની તરફ આવ્યો. અખાડામાં નાસભાગ મચી રહી, હારો તુટી ગઇ, લોકો હાથીની બીકથી બચીને નાસવા લાગ્યા, પરંતુ કૃષ્ણને બળરામ પોતાની જગ્યાએથી ખસ્યા નહિ. હાથી તો જાણી જોઇને એમની ઉપરજ છોડયો હતો તે સીધો એમની

તરફજ આવ્યો ને કૃષ્ણ ને બળરામને ચાંપી નાંખવાનો ઇરાદો કર્યો. એવામાં બળરામે ઘણીજ બહાદુરીથી એક ભાલો હાથીના કાનમાં માર્યો ને કૃષ્ણે તલવારના એકજ ઝટકાથી હાથીની સુંઢ કાપી નાંખી. હાથી જખમી થઇને બરાડા પાડતો નાઠો અને થોડી દૂર જઇને પડી ગયો ને મરી ગયો. આ અદ્ભુત તમાશો જોઇને " ધન્ય છે, ધન્ય છે શાબાશ છે શાબાશ છે " એમ પોકાર થવા માંડયા, અને થોડી વાર સુધી તો કાન પડે અવાજ પણ સંભળાતો નહિ, રાજા કંસે જ્યારે એ એની આવી બહાદુરી જોઇ તો તે સ્તબ્ધ થઇ ગયો, પણ પછી તે શુદ્ધિમાં આવ્યો ને બંને પહેલવાનોને ઇશારો કર્યો જેમને આ કામ માટે નક્કી કરી રાખેલા હતાં. તે બંને અસુરના છોકરાઓ ભૂત જેવા ચહેરાના આ અલૌકિક રાજકુંવરો ઉપર કાળા વાદળાની પેઠે ચાલ્યા. એક કૃષ્ણની તરફ આવ્યો ને બીજાએ બળરામની તરફ હાથ લાંબા કર્યા. તે ધારતા હતા કે એકજ દાવમાં બંને સુકુમાર બાળકોને ઉચકીને પટકી નાંખીશું ને ચાંચડની પેઠે મસળી નાંખીશું. પરંતુ કંઈ પણ કરી શકયા નહિ ને નિરૂપાયે કુસ્તીનો રંગ જોઇને તે ચકિત થઇ ગયા કે આ છોકરાઓ પત્થરના બનેલા છે કે લોઢાના કે જરા પણ ગભરાતા નથી ને જવાંમર્દની પેઠે કુસ્તી લડે છે. કુસ્તીલાંબોસમયપોંહોંચી. અને બધા તમાશગીરો બીવા લાગ્યા કે જોઇએ શું પરિણામ આવે છે. રાજકુંવરોની આ રાક્ષસોની આગળ કંઇ વીશાત નથી, ક્ષણવારમાં એ બંને રાક્ષસો આ તેજનાં પુતળાંઓનો નાશ કરી નાંખશે, પરંતુ કુદરતને કાંઈ બીજાુંજ દેખાડવાની ઇચ્છા હતી. થોડીવાર પછી જોયું કે કૃષ્ણ ને બળરામે પોતાની કુસ્તીના દાવપેચના પ્રતાપે બંને પહેલવાનોને પછાડયાને તેમની છાતીપર ચડી બેઠા. જેવા પહેલવાનો પછડાયા કે અખાડામાં

પાછી કીકીઆરી શુરૂ થઈ "ને માર્યો માર્યો"નો પોકાર ઉઠયો. હારોમાંથી ગોપ છોકરાઓ અખાડામાં કૂદી આવ્યા, કૃષ્ણ ને બળરામને તેમણે ખાંધે લીધા ને ખુશીના આવેશમાં નાચવા ને કૂદવા લાગ્યા. કંસે જ્યારે આ હાલત જોઇ તો હુકમ કર્યો કે " એ છોકરાઓને બહાર કાઢો " ને બીજી તરફ મારાને ઇશારો કર્યો કે "કૃષ્ણને બળરામનાં માબાપ દેવકી ને વસુદેવને કતલખાનામાં લઇ જાઓ ને તરત બંનેનાં માથાં ઉડાવી દો " વળી એવો હુકમ આપ્યો કે " નંદ અને યશોદાને કેદ કરી લો." પરંતુ કોઇએ એ હુકમ માન્યો નહિ તેમજ કોઇ સરદાર નંદ ને યશોદાને કેદ કરવા આગળ નીકળ્યો નહિ કેમકે એ બધાઓની વચ્ચે પહેલાંથીજ કોલ કરાર ને સમજુતી થઇ ચુકયાં હતાં.

કંસ આશ્ચર્યથી પોતાના દરબારી અને લશ્કરી નોકરોને જોઇ રહ્યો હતો કે આજે એમને શું થઇ ગયું છે કે હું હુકમ કરૂં છું ને એ માનતા નથી, બધાના કાનમાં જાણે તેલ રેડયું છે, જાણે કોઇએ કાંઇ સાંભળ્યુંજ નથી, તે સમજી ગયો કે નક્કી " કાંઇ દાળમાં કાળું કાળું છે " અને એમનામાં ફાટફૂટ થઇ છે. તેણે વિચાર કર્યો કે હવે કાંઇ બીજી યુક્તિ કરવી જોઇએ પરંતુ હમણાં કોઇ યુક્તિ તેના મગજમાં આવી નહોતી કે શ્રી કૃષ્ણ અખાડામાંથી દોડીને તખ્તની તરફ આવ્યા ને દોડીને તખ્ત પર ચડી બેઠા ને કંસના માથાના વાળ ઝાલી તેને ખેંચી કંસને તખ્ત ઉપરથી નીચે ઢાળી પાડયો.

**કંસ મરાયો**

શી ઇશ્વરની કુદરત છે કે ત્રાહીત છોકરો રાજાના તખ્ત પર ચડી બેઠો, તેના વાળ ઝાલ્યા, તેને ખેંચ્યા, અહીં સુધી કે તેને તખ્તથી નીચે ઢાળી પાડયો પણ કોઇ અમીરે



શ્રી કૃષ્ણ કંસનો નાશ કરે છે

The Lakshmi Art, Byculla, Bombay.

એટલી હિંમત ન કરી કે રાજાને બચાવવાનો ઇરાદો કરે અને કૃષ્ણુનો મુકાબલો કરે. બીચાર કંસેજ કૃષ્ણુનો મુકાબલો કર્યો ને થોડા વખત સુધી તેની સાથે કુશ્તી લડયો પરંતુ અંતકાળ આવી પોંહોચ્યો હતો, મોતનો શંખ ફુંકાઇ ચૂકયો હતો. કંસની કોઇ કોશિશ કામ ન આવી ને કૃષ્ણે તેને પછાડયો ને તરત ખંજર ખેંચી કાઢી તેનું માથું ધડથી જુદું કરી દીધું ને તે માયાના કેદીએ માટી ને લોહીમાં પાનીઓ ધસી ધસીને ઘણી પરાકાષ્ટાના સાથે જીવ આપ્યો.

આજે તે કંસનું કામ પુરૂં થઇ ગયું જેણે જગતની જિંદગીને સદા રહેનાર સમજી હતી. આજે તે મુજીનો મુગટ ધુળમાં રગદોળાયો જેણે દુન્યાની હકુમતને માટે ઘણાક નિરપરાધીનાં સુકુમાર માથાં ધડથી જુદાં કર્યાં હતાં. જુઓ મથુરાનો બહાદુર તાકાતવાળો, ફોજને ને હથીઆરોનો ધણી, હીરાઝવેરાત ને સોના ચાંદીનો બાદશાહ, એક લોઢાના કડકાથી ઝખ્મી થઇને કેવો નિરાશ કપાએલા માથાવાળો પડયો છે. તખ્તની નીચેની જમીન તેના અપવિત્ર લોહીથી રક્ત બની ગઇ છે. તેની આંખો અર્ધી ઉઘાડી છે અને અર્ધી બંધ છે એના લાંબા વાળ માટી ને લોહીમાં ખરડાયા છે.

જે છોકરાની તેને બીક હતી તે લોહીથી ખરડાએલી તલવાર લઇને ચુપચાપ ઉભો છે, સ્મિતહાસ્ય કરી રહ્યો છે અને કોઇ પણ શક્તિ આ સ્વતંત્ર મંદહાસ્યને રોકી શકે એમ નથી.

જે અમીરોએ કંસનું મગજ આકાશ પર ચડાવી દીધું હતું આજે તેમાંથી એક પણ આગળ ન આવ્યો કે જે પોતાના સ્વામીનો જીવ બચાવે ? જે લશ્કરના અભિમાનથી કંસ ફીરઓન થઇ ગયો હતો આજે તેમાંના એક સિપા-

ઇની તલવાર પણ તેના રક્ષણ માટે મ્યાંનમાંથી ન નીકળી, શા માટે ? એટલા માટે કે કંસના જુલમી કૃત્યોએ કંસને આંધળો કરી દીધો હતો અને તેના બધા મિત્રો અને સહાયકોનાં અંતઃકરણ આંધળાં કરી દીધાં હતાં. જેના અંતઃકરણમાં અંધારૂં હોય છે, તે નાજુક સમય આવે છે ત્યારે હિંમત હારી જાય છે, જે મગજમાં બીજાનું પચાવી પડવાની અને અશક્તોને દુભવવાની છબી ચીતરાએલી હોય છે તે મગજ મુસીબતની વખતે કામ આવતું નથી અને એમાંથી વિચાર કરવાની અને યોગ્ય કામ કરવાની શક્તિ નાશ પામે છે. એજ કારણથી એ કમનસીબને મારી નાંખવામાં આવ્યો ને કોઇએ એનો પક્ષ ન કર્યો ને કોઇ પણ એનો બદલો લેવા કે બચાવ કરવા જગાએથી ખસ્યો નહિ. હા કંસના આઠ ભાઇઓએ કૃષ્ણ પર હુમલો કર્યો ને તેમણે પોતાના ભાઇના ખુનનો બદલો તલવારથી લેવાનું ઇચ્છયું પરંતુ એ આઠે જણા **શ્રીકૃષ્ણ, બળરામ** ને તેમના મદદગારોને હાથે માર્યા ગયા અને એવી રીતે એક પુરાતન પાપીનો કિસ્સો પુરો થયો, જેનાં બધાં જુલમી કૃત્યો **શ્રી**કૃષ્ણના પ્રકટ થવાના કારણરૂપે હતાં.

**ગાદીને લાત મારી.**

જ્યારે કંસનું કામ પુરૂં થયું ને તેની રાણીઓએ શોક અને વિલાપને બંધ કર્યો તો કંસનાં માબાપ જુલમી દીકરાની લાશ પાસે આવ્યાં ને ઘણીવાર સુધી વિલાપ કરતાં રહ્યાં. કંસનાં જુલમી કૃત્યો છતાં પણ આ વખતે દરેક માણસને જુલમીના નઠારા અંતથી શીખામણ મળતી હતી ને કતલખાનામાં હાજર રહેલા બધા માણસો શોકાતુર ને ઉદાસી દેખાતા હતા.

એક બાજુએ શોકનો દેખાવ હતો, બીજી બાજુએ શ્રીકૃષ્ણનાં માબાપ દેવકી અને વસુદેવ પોતાના બાળકોનાં ઉત્તમ કામો જોઈ ચુપચાપ ઉભાં જોતાં હતાં ને મનમાંને મનમાં રાજી થતાં હતાં. જેવા શ્રીકૃષ્ણ કંસને કતલ કરીને નવરા પડયા કે પોતાના ભાઇ બળરામને લઇને દોડયા ને માબાપના પગોમાં જઇને પડયા ને આંખોથી તેમનું પાદ પૂજન કર્યું, માબાપોએ પોતાના વહાલા દીકરાઓને ઉઠાડી છાતીએ ચાંપ્યા ને આનંદાશ્રુથી વધાવી લીધા.

એકજ સ્થળે બે દેખાવ જોવામાં આવતા હતા, એક તરફ ઘરડા માબાપ પોતાના છોકરાની લાશ પાસે ઉભા રહીને હાય હાય કરતા હતા અને ઝારઝાર રડતા હતા ને મરનારની રાણીઓ છાતી કૂટતી હતી, મોં પીટતી હતી, ને તેના ખુશામદ ભર્યા વિલાપ કરતી હતી. બીજી બાજુએ ઘણા સમયના શોકાતુર માબાપ પોતાના છુટા પડી ગએલા બે વહાલાઓને છાતીએ ચાંપી ઇશ્વરનો ઉપકાર માનતાં હતાં કે તેમણે અમારા જેવા આશાભંગ થએલાને આનંદનો દિવસ દેખાડયો ને તેમના પરદેશી બાળકો એમની દૃષ્ટિની સામે આવ્યા.

આ દેખાવ થઇ રહ્યા, એટલે યાદવ વંશના બધા નાના મોટા માણસો આવીને શ્રીકૃષ્ણને પગે લાગ્યા અને કહ્યું "તાજને તખ્ત હાજર છે તમે એમનું રક્ષણ કરો" કુટુંબના સરદારો સિવાય રૈયતના પણ તમામ ચુંટી કાઢેલા માણસો અને કંસના પણ મોટા મોટા સરદારોએ તેમના કહેવાને અનુમોદન આપ્યું કે "તમે તાજ ને તખ્ત સ્વીકારો આપના વિના બીજો કોઇ આ દોલતનો હકદાર નથી."

પરંતુ શ્રીકૃષ્ણ જગતમાં રૂપીઆ પૈસાની બાદશાહી કરવા આવ્યા નહોતા, ઇશ્વરે એમને કોઇ બીજા કામ પર નીમ્યા

હતા. જે આ જગતની થોડાક દિવસની હકુમત કરતાં ઉત્તમ છે તેથી તેમણે દુન્યાના તાજ ને તખ્તને લાત મારી દીધી અને એ બધા લોકો કે જે શ્રીકૃષ્ણને રાજા બનાવવાની દરખાસ્ત કરતા હતા તેમને કહ્યું "હું આ ગાદીનો હકદાર નથી, મેં કંસને એટલા માટે નથી માર્યો કે ગાદીનો ધણી થાઉં મારી એ મતલબ નહોતી કે જુલમી લોકોની પેઠે તાજને તખ્ત મેળવવા માટે એક માણસનું લોહી વહેવરાવું મેં કંસને તેની લાગલાગટની ખૂનરેજીઓ માટે કતલ કર્યો છે. મારી ફરજ હતી કે એક પાપી જીવને દુન્યામાંથી નાબુદ કરૂં, જુઓ મને ઇશ્વરે તાકત આપી અને હું નિર્બળ હોવા છતાં તેના પર વિજય પામ્યો ને તેનું કામ પુરૂં કર્યું. હું જાણું છું કે મથુરાની હકુમત મારા કુટુંબનો હક છે ને કંસના કુટુંબીઓ બળાત્કારે પચાવી પડયા છે, પરંતુ આજે હું જુના બનાવોને ભૂલી જાઉં છું અને કહું છું કે ગાદી ઉગ્રસેનની છે જે કંસનો પિતા છે જેને તેના જુલમી ને લોભી દીકરાએ પદભ્રષ્ટ કરીને ગાદી છીનવી લીધી હતી. આજે હું ઉગ્રસેનની દરખાસ્ત કરૂં છું કે તે આવે અને પોતાની માલિકીની ગાદી ને તાજ સ્વાધીન લે જેવી રીતે મારા બીજા કુટુંબીઓ એમની સેવા કરતા આવ્યા છે તેવીજ રીતે હું એમની સેવા કરીશ."

ઉગ્રસેને કહ્યું "ના ભાઇ ! હવે તો હું વૃદ્ધ થયો છું, મારામાં રાજ કરવાની શક્તિ નથી, મારી સંપૂર્ણ ઇચ્છા છે કે તમે ગાદીએ બેસો અને હું તમારી સામે હાથ બાંધીને ઉભો રહીશ."

શ્રીકૃષ્ણ બોલ્યા "નહિ નહિ તમે અમારા મુરબ્બી છો તમારા હોવા છતાં અમારામાંથી કોઇનીએ શક્તિ નથી"

એમ કહીને ઉગ્રસેનનો હાથ ઝાલ્યો અને ગાદીપર બેસાડ્યો ને તાજ તેના માથા પર મૂકી નોબત નગારાં વગાડવા હુકમ આપ્યો. તે પછી ઘણીજ ધામધુમ અને માનની સાથે કંસ અને તેના ભાઇઓની લાશો ઉપાડી બાદશાહી ભપકાની સાથે સ્મશાનમાં લઇ જઇ અગ્નિદાહ કરી.

**ગોપોની નિરાશા**

જ્યારે આ બધું થઇ રહ્યું ત્યારે નંદ યશોદા અને બધા ગોપોએ ને તેમની સ્ત્રીઓએ ઇચ્છા દેખાડી કે શ્રીકૃષ્ણ પાછા વૃંદાવન ચાલે જેના જવાબમાં તેમણે ફરમાવ્યું કે "બસ બસ હે મારા મિત્રો ? હવે તે સમય પુરો થયો જેમાં ઇશ્વરે મને તમારી સાથે રાખ્યો હતો, હું ઢોર ચારતો હતો જંગલોમાં ઉભો રહીને વાંસળી વગાડતો હતો ને તમારી સાથેરાત દિવસ રમીને આનંદમાં નિમગ્ન રહેતો હતો. હવે બીજો સમય આવ્યો છે, હવે મારે કાંઇક બીજાં કામ કરવાં છે. હું તમારી મોહોબતનો ઉપકાર માનું છું, મને તમારો મીલનસાર સ્વભાવ અને ઉપકાર આખી ઉમર યાદ રહેશે. પરંતુ હવે તમે એવી આશા ન રાખો કે કૃષ્ણ ફરી તમારી સાથે રહેશે અથવા તમે એની સાથે રહેશો જો કદી મળીશ લો પણ તમે તમારા કૃષ્ણમાં તે નાનપણનું રૂપ જોશો નહિ જેને તમે કાલ સુધી જોયું છે. નંદ ને યશોદા મારાં માબાપ જેવાં છે હું આખી ઉમર તેમને માન આપીશ પરંતુ હવે હું તેમની પાસે વૃંદાવન જઇને રહું એ બની શકશે નહિ. હે નાનપણના સાથીઓ ! સલામ તમે બધાને સલામ ! ખુશ રહો આબાદ રહો."

ગોપો અને ગોપીઓએ શ્રીકૃષ્ણનો જ્યારે આ ચોકખો જવાબ સાંભળ્યો તો તે દિલગીર થયા. ગોપોના છોકરા

ને છોડીઓ આંખોમાં આંસુ લાવી શ્રીકૃષ્ણને નિરાશાની નજરથી જોઇ રડવા લાગ્યાં, શ્રીકૃષ્ણે એમને રડતાં જોયાં તો પોતે મંદહાસ્ય કર્યું ને ચુપ થઇને મોં ફેરવી લીધું.

શ્રીકૃષ્ણનો આ લટકો પ્રિયા તરીકે પહેલો હતો ને પહેલી જ અદા હતી જે તેમણે દેખાડી અને એથી માલમ પડયું છે કે એ માણુસ વિષયી સંબંધની ગંદકીઓથી ભિન્ન અને કોઇ ઉંચીજ પદવી વાળો છે જેને દુન્યાના લોકોનો મેળમેળાપ દુઃખ સુખથી કુદરતે ઘણોંજ ઉચ્ચતર પેદા કર્યો છે.

છેવટે બીચારાં ગોપ અને ગોપીઓ શોકથી શ્રીકૃષ્ણ ને બળરામને જોતાં આંસુ વહેવડાવતાં છેલ્લી સલામ કરીને વાંસો ફેરવી વૃંદાવન ચાલ્યાં ગયાં ને શ્રીકૃષ્ણ પોતાના કામમાં ગુંથાઇ ગયા.

**કેળવણી**

ઉગ્રસેનનો રાજ્યાભિષેક થઇ રહ્યો ને તે બધાં કુટુંબો જેઓ કંસના જુલમોથી છાનામાના પરદેશ જતા રહ્યા હતા તે ફરી આવીને વસવા લાગ્યા ને બધા મુલકનો બંદોબસ્ત દુરસ્ત થઈ ગયો ને કોઇ પ્રકારનો જુલમ ને ખરાબી રાજમાં બાકી ન રહી એટલે શ્રીકૃષ્ણ ને એમના ભાઇ બળરામે કેળવણી લેવાનો વિચાર કર્યો ને કાશી જવા માટે તૈયાર થયા કે જે હિંદુની વિદ્યા અને હુનરનું ખાસ મધ્યબિંદુ છે.

કેટલાક લોકો એમ કહે છે કે શ્રીકૃષ્ણના સમયમાં કાશીમાં વિદ્યાની ચડતી નહોતી બલ્કે કાશી તો તે વખતે વસી પણ નહોતી, પરંતુ પુરાણોમાં સાફ લખેલું છે કે શ્રીકૃષ્ણે કાશીમાં વિદ્યા સંપાદન કરી હતી.

ગમે ત્યાં શીખ્યા હોય, સ્થળ માટે તકરાર શી કરવી? અસલ વાત તો એ છે કે કંસને માર્યા પછી મથુરા છોડી પરદેશમાં જઇ કેળવણી લીધી ને શારીરિક અને આત્મિક દરબારી ને લશ્કરી વિદ્યા અને હુન્નર સંપૂર્ણ રીતે સંપાદન કર્યાં કેટલાક લોકો કહે છે કે ૬૪ દિવસમાં તેમણે બધું શીખી લીધું પરંતુ મહાભારત ઉપરથી જણાય છે કે તેમણે ૧૦ વરસ કેળવણી લેવામાં ગાળ્યાં.

જ્યારે તેઓ ભણુવા જવા લાગ્યા ત્યારે તેમણે પોતાનાં માબાપ વસુદેવ અને દેવકીની આજ્ઞા લીધી ને વૃંદાવનમાં નંદ અને યશોદાને સંદેશો મોકલ્યો ને આજ્ઞા મેળવી ને બધા ગોપ તથા ગોપીઓને સલામ કહેવડાવ્યા ને જ્યાં સુધી કેળવણી લેવાના કામમાં રોકાયા ત્યાં સુધી પોતાનાં ખરાં માબાપને પાળક માબાપોને ક્ષેમ કુશળના સમાચાર મોકલતા રહ્યા.

**મથુરા ઉપર ભયાનક ચડાઈ.**

શ્રી કૃષ્ણુના મામા કંસનાં લગ્ન જરાસંધની દીકરી સાથે થયાં હતાં તે મગધનો મહારાજા હતો. હાલ જેને અયોધ્યા, બહારને ઓરિસા કહે છે તેમાં મગધ દેશ પણ હશે. તે વખતે જરાસંધ રાજા હિંદુસ્તાનના બધા રાજાઓ કરતાં બળીઓ ગણાતો હતો ને સેંકડો શૂરવીર રાજાઓનો પરાજય કરી તેમને પોતાના કેદી બનાવી રાખ્યા હતા. કંસના અભિમાનનું એક મોટું કારણ એ પણ હતું કે તેના પોતાના સસરા જરાસંધની શકિત ઉપર ગર્વ હતો જેની ધાકથી આખો હિંદુસ્તાન દેશ બીને ને કાંપતો હતો. જ્યારે મગધમાં કંસ રાજાના કતલની ખબર પોંહોંચી

ત્યારે જરાસંધ ઘણોજ ક્રોધે ભરાયો ને તેણે પોતાના જમાઇનો બદલો લેવા વિચાર કર્યો ને એવો ઇરાદો કર્યો કે યાદવ વંશના એકે એક બાળકને મારીશ ત્યારે નિરાંતે બેસીશ, તેથી અસંખ્ય સવાર, પાયદલ ને હાથીઓની ફોજ લઇને મથુરાની તરફ વા વંટોળીઆની પેઠે ચાલ્યો. મથુરામાં ખબર થઇ તો અહીં બધાના હોશ કોશ ઉડી ગયા ને તેમણે શ્રી કૃષ્ણ તથા બળરામને કાશીથી બોલાવ્યા. એ બંને ભાઇઓ તરત રવાના થયા અને જરાસંધ મથુરામાં પોંહોંચે તે પહેલાં પોતે મથુરામાં દાખલ થઇ ગયા.

જરાસંધ આવ્યો ને મથુરાના લોકોની સાથે ભારે લડાઇ થઇ, પરંતુ રણક્ષેત્રમાં શ્રી કૃષ્ણ ને બળરામે એવી બહાદુરીથી લડાઇના દાવ પેચ દેખાડયા કે જરાસંધથી મથુરાના લોકોનો એક વાળ પણ વાંકો થઈ શક્યો નહિ ને તે નિરાશ થઈ પોતાને દેશ પાછો ગયો પરંતુ બીજે વરસે પાછો મોટા લશ્કર સહિત આવ્યો ને પરાજય પામી પાછો ગયો. એવી રીતે એણે ૧૮ હુમલા કર્યા પણ કોઇ હુમલામાં પણ વિજય પામ્યો નહિ એટલે ૧૯ મી વખતે તે જંગલીને અણઘડ લોકોનાં તીડ જેવાં ટોળાં લઇને ખૂનખારની પેઠે ગર્જના કરતો ચડી આવ્યો.

શ્રી કૃષ્ણ ઊંચી કેળવણી, કુદરતી બુદ્ધિ, અને અદૃશ્ય બનાવો સમજવાની શક્તિથી લડાઇના કામમાં એવા પાવરધા થઇ ગયા હતા કે તેમણે આ વખતે મુકાબલો કરવાનું ઉચિત ધાર્યું નહિ અને સમજી ગયા કે આવા મોટા લશ્કરનો મુકાબલો કરવો તે પોતાનો નાશ કરવા બરાબર છે. તે માટે તેમણે મથુરા છોડવાનો ઇરાદો કર્યો ને બધા યાદવ વંશના

માણસોને લઇને મથુરાથી નીકળ્યા ને કાઠિઆવાડ ગુજરાતના છેલ્લા ખુણાપર સમુદ્ર કિનારે એક કિલ્લો બનાવીને ત્યાં વસ્યા. જેનું નામ તેમણે દ્વારકા રાખ્યુ. જે પહેલાં કસ્તીસ્થળીના નામથી પ્રખ્યાત હતું એજ દ્વારકા છે કે જે મથુરા અને વૃંદાવન પછી આજ સુધી બધા હિંદુઓનું પ્રખ્યાત તીર્થ માનવામાં આવે છે.

કૃષ્ણજી જ્યારે દ્વારકા ગયા તો તેમની સાથે તેમના કુટું-બીઓ યાદવ વંશના અઢાર હજાર માણસ હતા દ્વારકાને તેમણે એક મજબુત છાવણી અને મજબુત કિલ્લો કરી દઇ દુશ્મનોથી નિર્ભય થઇ રહેવા લાગ્યા.

**કૃષ્ણજીનું પહેલું લગ્ન.**

વરાડમાં એક રાજા હતો. જેનું નામ ભીષ્મક હતું, તેને એક દીકરી હતી, સુંદર ને રૂપાળી, રૂકિમણી નામ, દેશે દેશમાં તેના રૂપને ગુણનાં વખાણ થતાં હતાં, મોટા મોટા રાજકુંવરો રૂકિમણીને જોયા વિના તેના રૂપ રંગ ઉપર આસક્ત હતા. શ્રી કૃષ્ણે રૂકિમણીનાં વખાણ સાંભળ્યાં. એટલે તેમને પણ એનો વિચાર આવ્યો. કૃષ્ણજી પોતે પણ બહુ રૂપાળા હતા ને ઘેરેઘેર તેમનાં રૂપનાં વખાણ થતાં હતાં. તેથી રૂકિમણીના મનમાં પણ તેમને જોયા વિના પ્રીતિ પેદા થઇ. એ સમયમાં હિંદુઓની સ્ત્રી વર પસંદ કરવામાં સ્વતંત્ર હતી ને તેથી રૂકિમણીને પણ પોતાના પિતાને કહી પોતાનો વર પોતે પસંદ કરવાનો હક હતો ને એવી રીતે શ્રી કૃષ્ણની સાથે એનાં લગ્ન થઇ જાત. પરંતુ એક મુસ્કેલી એ હતી કે શ્રી કૃષ્ણના શત્રુ જરાસંધનો સેનાપતિ શિશુપાળ પણ રૂકિમણીને ચાહતો

હતો ને જરાસંઘની ધાક હિંદુસ્તાનના રાજાઓના મનપર એટલી બધી બેડી હતી કે કોઇ પણ માણસ તેના હુકમ અને ઇશારાની વિરૂદ્ધ માથું હલાવી શકતો નહોતો. વરાડના રાજા **ભીષ્મક** ઉપર **જરાસંઘે** **શિશુપાળ** માટે દબાણ કર્યું હતું ને **ભીષ્મક** રાજાએ જરાસંઘના દબાણથી એ વાત કબુલ કરી હતી તેથી લગ્ન નક્કી થઇ ગયાં ને **શિશુપાળ** જાન લઇને વરાડની તરફ રવાના થયો. એ **શિશુપાળ** **શ્રી** કૃષ્ણનો પણ સગો હતો.

શ્રી કૃષ્ણજીને એની ખબર પડી એટલે તે પણ પોતાના કુટુંબના વીણી કાઢેલા સરદારો લઇને વેશ બદલી વરાડ પોંહોંચ્યા.

એમ લખ્યું છે કે—રૂકિમણીજીએ છુપી રીતે **શ્રી** કૃષ્ણને એ વાતની ખબર કહેવરાવી હતી ને તેમને બોલાવ્યા હતા. જ્યારે શ્રી કૃષ્ણ વરાડની રાજધાની મંડેન ( કુંડિનપુર )માં પોંહોંચ્યા ત્યારે રૂકિમણીજીએ તેમને કહેવરાવ્યું કે " હું મંદિરે જવાના વિષે ઘરમાંથી બહાર નીકળીશ, તમે ફલાણે ઠેકાણે ફલાણી વખતે સવારી લઇને તૈયાર રહેજો એટલે હું તમારી સાથે દ્વારકા આવીશ. **શ્રી** કૃષ્ણે એ પ્રમાણે કર્યું ને **શ્રી** કૃષ્ણજી છાનામાના રૂકિમણીને રથમાં બેસાડી હરણ કરી ગયા. કેટલાક વખત સુધી તો આ વાત છાની રહી ને પછી ચર્ચા થઇ, એટલે રૂકિમણીના ભાઇ રૂકમીને એની ખબર થઇ એટલે તે ક્રોધે ભરાઇને ઊભો થયો ને બહાદુર સવારો સાથે લઇ **શ્રી** કૃષ્ણની પાછળ પડયો. જો કે **શ્રી** કૃષ્ણ ઘણી ઝડપથી જતા હતા તોપણ રૂકમીએ એટલી બધી ઝડપથી કૂચ કરી કે **શ્રી** કૃષ્ણ રસ્તામાં પકડાઇ જઇ ઘેરાઇ

ગયા. બંને તરફનાં માણસોએ તલવારો ખેંચી ને ખૂનરેજી થવા માંડી, પણ છેવટે રૂકમી હાર્યો ને તેના સોબતીઓ નાશી ગયા ને રૂકમી પણ **શ્રી** કૃષ્ણને હાથે કતલ થવાની તૈયારીમાં હતો તેવામાં રૂકિમણીજીએ પોતાના ભાઇની સીફારશ કરી ને **શ્રી** કૃષ્ણે તેને કતલ કર્યો નહિ. રૂકમી પાછો મંડેન ( કુંડિનપુર ) ગયો ને **શ્રી** કૃષ્ણ રૂકિમણીનેં લઇને દ્વારકા પોંહોંચ્યા ને ત્યાં જઇને રાક્ષસવિવાહની વિધિ પ્રમાણે રૂકિમણી સાથે પરણ્યા.

હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે વિવાહ આઠ પ્રકારના છે તેમાં એક રાક્ષસ છે. જ્યારે કોઇ ક્ષત્રિય વંશનો માણસ કોઇની દીકરીને દીકરીવાળાઓ સાથે લડીને અથવા તેમની ઇચ્છા વિરૂદ્ધ હરણ કરીને લઈ જાય છે ત્યારે રાક્ષસ વિવાહ પ્રમાણે પરણે છે.

એવા વિવાહનો એ બહાદુર લોકોમાં સાધારણ દસ્તુર હતો ને કોઇ માણસ એને કલંક ગણતો નહિ બલ્કે બહાદુરીને વીર પુરૂષનું લક્ષણ ગણાતું હતું. **શ્રી** કૃષ્ણ ઉપરજ મોકુફ નથી તે સમયના મોટા મોટા નામાંકિત પુરૂષોએ એ પ્રમાણે વિવાહ કર્યા છે. દાખલા તરીકે **ભી**ષ્મપિતામહ જેઓ હિંદના મહા પ્રતાપી માણસ ગણાય છે તેમણે કાશીના રાજાની એ દીકરીઓનું તેમના પિતાની ઇચ્છા વિરૂદ્ધ હરણ કર્યું હતું. કેમકે કાશીના રાજાએ કન્યાઓ આપવાની ના પાડી હતી. ખુદ કૃષ્ણજીની બહેન સુભદ્રાનું હરણ કૃષ્ણજીના શિષ્ય **અર્જુન** કરી ગયા હતા અને આગળ માલમ પડશે કે કૃષ્ણજીએ પોતે **અર્જુન**ને ગુપ્ત રીતે એમ કરવાની રજા આપી હતી. પૃથુરાજની પણ એક વાત ઇતિહાસમાં લખી

છે કે તે પણ સંયોગતા નામે રાજકુંવરીનું એ પ્રમાણે હરણ કરી ગયો હતો ને રાક્ષસ વિવાહ પ્રમાણે પરણ્યો હતો.

જે લોકોમાં આ રિવાજ નથી, તેમને આશ્ચર્ય થશે બલ્કે ખુદ હિંદુ જેમણે પોતાના પ્રાચીન રીવાજોને ભૂલાવી દીધા છે તે પણ આજે આ રિવાજ સાંભળીને કહેશે કે એ ખોટો રીવાજ હતો. પરંતુ જો તે લગ્નની ફિલ્સુફી ઉપર વિચાર કરે તો તેમને જણાશે કે એમાં એબ અને દૂષણ કાંઇ નથી. લગ્ન, સ્ત્રી પુરૂષની અરસ્પરસની ખુશીનું નામ છે, જે સોસાઇટિ અને કુટુંબની મંડળીમાં પુરી કરવામાં આવે છે. પરંતુ જો સ્ત્રીના વડવાઓ સ્ત્રી ઉપર તેની મરજી વિરૂદ્ધ બળાત્કાર કરે તો સ્ત્રીને સ્વાભાવિક રીતે હક છે કે તે પોતાને મન ગમતા પતિ સાથે પોતાની સત્તાથી પોતે લગ્ન કરે અને પતિને લાયક છે કે પોતાના બાહુબળથી સામાવાળાઓનો પરાજય કરી, તે સ્ત્રીને તેમની પાસેથી છીનવીલે જે તેની સાથે જીવતર ગાળવાનું પસંદ કરે છે.

માટે કૃષ્ણજીએ જે કંઈ કર્યું તે પોતાના સમયના રિવાજને અનુસરતું કર્યું અને હિંદુધર્મ શાસ્ત્રની આજ્ઞાથી કર્યું. અન્ય કોમોને કંઇ પણ હક નથી કે તેઓ કોઇ કોમના સામાન્ય રિવાજ ઉપર ટીકા કરી શકે.

**શ્રી કૃષ્ણની નાની નાનીલડાઇઓ.**

શ્રી કૃષ્ણનું નામ મહાભારતની પ્રખ્યાત લડાઇમાં સૂર્ય ચંદ્રની પેઠે ઠેકાણે ઠેકાણે પ્રકાશે છે, પરંતુ ઘણા થોડા લોકો જાણે છે કે મહાભારતની પહેલાં તેમને બીજા પણ વિગ્રહ કરવા પડયા હતા. વિષ્ણુ પુરાણના ૨૯ મા અધ્યાયમાં એક લડાઇનું વર્ણન છે જેમાં

શ્રી કૃષ્ણે આસામની રાજધાની પ્રાગજ્યોતિ પર હુમલો કર્યો હતો. એ દેશનો રાજા ઘણો જુલમી હતો તેનું નામ નરક હતું કાંતો તેનું નામજ નરક હશે અથવા જગતે તેનાં જુલમી કામોના કારણથી તેનું નામ નરક પાડયું હશે. નરક રાજા પોતાની પ્રજાની સ્ત્રીઓ અને છોડીઓનું હરણ કરીને નઠારાં કામ કરવા માટે પોતાના ઘરમાં કેદ રાખતો હતો ને તેમની માલમતા પણ જુલમ કરી જપ્ત કરતો હતો.

શ્રીકૃષ્ણની બહાદુરી અને ગરીબનવાજીની ખ્યાતિ સાંભળીને આસામના લોકો દ્વારકામાં શ્રીકૃષ્ણની પાસે આવ્યા ને ફર્યાદ કરી. શ્રીકૃષ્ણ આ લાચારોની મદદ માટે તૈયાર થયા અને ફોજ લઇને આસામ ગયા ને નરકાસુર રાજા સાથે ખૂનખાર લડાઇ કરી રાજાને માર્યો ત્યારે તેના મહેલમાંથી સોળહજાર સ્ત્રીઓ નીકળી, જેમને આ પાપીએ કેદ કરી રાખી હતી ને શ્રીકૃષ્ણના પ્રતાપે આ અવાચક પ્રાણીઓનો છુટકારો થયો.

વિષ્ણુપુરાણમાં એક બીજી લડાઇની હકીકત પણ લખી છે જે કર્ણાટકના રાજા બાણ સાથે શ્રીકૃષ્ણને થઈ હતી. એનું કારણ એમ છે કે શ્રીકૃષ્ણનો પૌત્ર અનિરૂદ્ધ બાણરાજાની છોડી ઉષા ઉપર આશક થયો હતો. ઉષાને એની ખબર થઇ તો તેણે ઉપર લખ્યા પ્રમાણે ક્ષત્રિય રિવાજ પ્રમાણે અનિરૂદ્ધને સંદેશો મોકલ્યો કે તું કર્ણાટક આવી મારૂં હરણ કરી જા. મારો પિતા તારી સાથે મને કદી પણ પરણાવવાનો નથી, તેથી અનિરૂદ્ધ કર્ણાટક પોહોંચ્યો ને ઉષાએ બતાવેલી ગોઠવણ પ્રમાણે મહેલોમાં દાખલ થયો ને પોતાની પ્રિયા ઉષાને લઇને બહાર નીકળવાની તૈયારીમાં

હતો કે એવામાં ખબર પડી ગઈ ને **બાણુરાજાએ** પોતાની દીકરી ઉષા ને **અનિરૂદ્ધને** પકડી કેદખાનામાં પૂર્યાં.

**બાણુરાજાનું** આ કામ ક્ષત્રિય રિવાજથી ઉલટું હતું ને તેણે હિંદુ ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓની ઉપેક્ષા કરીને પોતાની દીકરીના પસંદ કરેલા વરને કેદ કર્યો હતો માટે **શ્રીકૃ**-ષ્ણુને કર્ણાટકપર ચડાઇ કરવાની ફરજ પડી કે **બાણુને** તેના કૃત્યનો બદલો આપે. તેથી **શ્રીકૃષ્ણુ** અને **બળરામ** ફોજો લઇને કર્ણાટકપર ચડયા ને એક ભયંકર કતલ કરી રાજાને હરાવ્યો, અને પોતાના પૌત્ર **અનિરૂદ્ધને** તેના પંજામાંથી છોડાવી દ્વારકા લઈ આવ્યા.

વિષ્ણુપુરાણુમાં એક બીજા વિગ્રહનું પણુ વર્ણુન છે. એ લડાઇ કાશીના રાજા **પૌંડરિક** સાથે થઇ હતી. એ રાજાએ પોતાનું ઉપનામ વસુદેવ જાહેર કર્યું હતું ને તમને ખબર છે કે વસુદેવ **શ્રીકૃષ્ણુના** પિતાનું નામ છે, ને **શ્રીકૃષ્ણુને** પણુ વસુદેવના નામથી લોકો બોલાવતા હતા. એકલી આટલીજ લાંઠાઈ નહોતી. વળી એણે **શ્રીકૃષ્ણુને** એક અસભ્ય કાગળ પણુ લખ્યો હતો જેમાં તેમને બનાવટી અને દગાબાજ લખ્યા હતા. પરંતુ **શ્રીકૃષ્ણુની** ધીરજ અને ક્ષમાને ધન્ય છે કે તેમણે **પૌંડરિકનાં** આ બધાં અસભ્ય કામોની પરવા ન કરી ને શાંતિથી ચુપ બેસી રહ્યા. તેથી આ કમજાતે એટલી હિંમત કરી કે પોતે દ્વારકાપર ચડી આવ્યો, એ વખતે **શ્રીકૃષ્ણુ** કૈલાસની જાત્રાએ ગયા હતા. તેમની ગેરહા-જરીમાં રાજા **પૌંડરિકે** દ્વારકાપર રાત્રે છાપો માર્યો. **શ્રીકૃ**-ષ્ણુને ખબર પડી એટલે તે પણુ વાદળાંની પેઠે ગર્જના કરીને ઊભા થયા ને વીજળીની પેઠે ચમકારા મારતી તલ-

વાર ખેંચી અને નાશકારક કરાઓની પેઠે પૌંડરિક રાજાની ફોજને ફોતરાં કરી નાંખી. એ લડાઇમાં **પોંડરિક** પાપી પણ મરણ પામ્યો.

**કૌરવ ને પાંચાલ**

મહાભારતનું નામ સાંભળ્યું હશે, એ હિંદુસ્તાનની સૌથી પ્રખ્યાત લડાઇ છે અને એને હાલના યુરોપના વિગ્રહની ઉપમા આપવામાં આવે છે. એ લડાઇ કૌરવ અને પાંચાલ એ કુટુંબ વચ્ચે થઈ હતી. એ બંને કોમો જુદા જુદા મુલકો ઉપર ઉત્તર હિંદમાં રાજ કરતી હતી. કૌરવ કોમનો રાજા પાંડુ હતો ને પાંચાલ કોમનો રાજા દ્રુપદ હતો.

**પાંડુ**રાજાનો એક ભાઇ **ધૃતરાષ્ટ્ર** નામે હતો. તે આંખે આંધળો હતો તે માટે ગાદીથી એનસીબ રહ્યો ને ગાદી તેના ભાઇ **પાંડુ**ના હાથમાં આવી. **પાંડુ**ના પાંચ દીકરા હતા. એકનું નામ **યુધિષ્ઠિર** બીજાનું **અર્જુન** ત્રીજાનું **ભીમ** ચોથાનું **નકુલ** અને પાંચમાનું **સહદેવ** હતું અને પાંડુના આંધળા ભાઈ **ધૃતરાષ્ટ્ર**ના દીકરાનું નામ **દુર્યોધન** હતું.

જ્યારે **પાંડુ**રાજા મરી ગયો, ત્યારે કાયદા પ્રમાણે **પાંડુ**ના મોટા દીકરા **યુધિષ્ઠિર**ને ગાદી મળવી જોઇતી હતી, પરંતુ આંધળા **ધૃતરાષ્ટ્ર**ના દીકરા **દુર્યોધને** કોશિશ કરી કે પોતાના પિતરાઇ ભાઈ **યુધિષ્ઠિર**નો હક છીનવી લઇને પોતે તખ્ત ને તાજનો ધણી થાય બલ્કે એટલે સુધી કોશિશ કરી કે કાકાના પાંચે દીકરાઓનો કોઇ રીતે નાશ કરીને પોતાને માટે ગાદી નિષ્કંટક કરી લેવી.

**પાંડુ**ના પાંચે દીકરાઓ બુદ્ધિમાં, વિદ્યા હુન્નરમાં ને લડા-

ઇની કાબેલીઅતમાં દુર્યોધનથી ઉત્તમ હતા, તેથી દુર્યોધન પોતાની ધારણામાં ફાવી શક્યો નહિ અને એ પાંચે ભાઇઓ એના દગા ફટકાથી બચી ગયા. પરંતુ પરસ્પર શત્રુતા એટલી વધી ગઇ કે દરેક બીજાના લોહીનો તરસ્યો બની ગયો. આંધળા ધૃતરાષ્ટ્રે જ્યારે આ સ્થિતિ જોઇ ત્યારે તેણે પાંડુના પાંચે દીકરાઓને કહ્યું કે " તમે વિરાટ નગરીમાં જઇને રહો, ત્યાં તમારે માટે હું મહેલ તૈયાર કરાવી આપીશ, તેમાં સુખેથી જીવતર ગાળજો ને મારા દીકરા દુર્યોધનની સાથે લડાઈ ટંટાના વિચાર મૂકી દો." જોકે ધૃતરાષ્ટ્રનો આ ફેંસલો તદ્દન ન્યાયથી વિરૂદ્ધ હતો કેમકે પાંડુના દીકરાઓ ગાદીના હક્કદાર હતા ને દુર્યોધનને ગાદી મેળવવાની ઇચ્છા કરવાનો હક સરખો પણ નહોતો. પરંતુ પાંડુના પાંચે કુંવરોએ પોતાના વૃદ્ધ કાકાનું કહેવું કબુલ કર્યું, ને વતન છોડવા માટે તૈયાર થયા. અને પાંચેમાંથી એકે પણ એમ ન કહ્યું કે " જો તમારે કાઢવા છે ને ઝઘડો ટંટો રોકવો છે તો પોતાના દીકરા દુર્યોધનને કાઢો અમે અમારા બાપીકા તખ્તના વારસ છીએ, અમે શા માટે વતન છોડી દઇએ ?" પરંતુ નહિ, તેઓ પાંચે પોતાના વડાઓની આમન્યા પાળનાર અને પવિત્ર વિચારના છોકરા હતા, કાકાનો હુકમ સાંભળતાંજ વિરાટમાં જઇ રહ્યા.

વિરાટ નગરી ઘણું કરીને મીરઠની પાસે હશે અથવા મીરઠનું નામજ વિરાટ હશે, કેમકે આગળ જે મહેલનું વર્ણન આવશે તેના ખંડીએરો હજુ સુધી મીરઠ જિલ્લામાં મોજુદ છે અને મેં જોયાં છે.

જ્યારે પાંડુના પાંચે દીકરાઓ વતન છોડવા માટે તૈયાર થઈ ગયા ત્યારે દુર્યોધને પોતાના એક અંગત મિત્ર જેનું

નામ પરોચન હતું તેને આગળ મોકલ્યો અને કહ્યું કે જે " મહેલ યુધિષ્ઠિર અને તેના ભાઇઓ માટે તૈયાર કરવામાં આવે તેમાં લાખ અને બીજી એવી વસ્તુઓ વાપરવી કે જે જ્વાળાગ્રાહી હોય અને તરત સળગી ઊઠે કે જેથી જ્યારે પાંડવો એ મહેલમાં આવીને વસે તો એક દિવસ એકાએક રાત્રે મહેલમાં આગ લગાડી દેવાય જેથી એ પાંચે એમાં બળી મરે. "

દુર્યોધન ને પરોચનની આ ખટપટની ખબર યુધિષ્ઠિરના બીજા કાકા વિદુરને પડી ને તેણે પોતાના પાંચે બત્રીજાઓને તે કહી દીધું અને તેથી એ પાંચે ભાઇઓ આગ લાગતાં પહેલાં મહેલ છોડી દઇને નાઠા. જ્યારે આગ લગાડવામાં આવી તો એમને કંઇ નુકસાન ન થયું અને મહેલ બળીને રાખનો ઢગલો થઇ ગયો. મહેલમાંથી નાકળીને એ પાંચેએ બ્રાહ્મણનો વેશ લીધો અને વગડે વગડે ભટકવા લાગ્યા, કે જેથી એમનો ભાઇ દુર્યોધન કાંઇ બીજું અડપલું એમના જીવ લેવા માટે ન કરી શકે.

**લાખામંડપ.** લાખના મહેલનું વર્ણન આવ્યું તો, તે ક્યાં છે, તેનું વર્ણન કરવાનું પણ હું યોગ્ય ધારૂં છું. કેમકે મેં એ સ્થળને વારંવાર જોયું છે અને એને જોવાથી ભૂતકાળના ઇતિહાસનો વિચાર કરીને હું કલાકો સુધી બેશુદ્ધ રહ્યો છું. એ લાખી મેહેલ હજુ સુધી એ ઇલાકામાં લાખામંડપને નામે પ્રખ્યાત છે. એ હાલના મીરઠ શહેરથી ૧૬–૧૭ માઇલ દૂર બર્નાવા અને બનોલી કસ્બાની સામે અને શેખુપુરાની પાસે કૃષ્ણા નદીને કિનારે એક મોટા ટેકરાપર દૃષ્ટિગોચર થાય છે. જેની પૂર્વમાં કૃષ્ણા નદી વહે છે,

ઉતરમાં બર્નાવાનો કસ્બો છે, પશ્ચિમમાં બનોલી કસ્બો છે અને દક્ષિણમાં શેખપુરા ગામ છે. એ ટેકરાના સૌથી ઊંચા શિખર ઉપર એક દરગાહ છે, જેમાં હજરત મખ્દૂમ બદ્રુદ્દીન ચિશ્તી સાહેબની કબર છે. એ મખ્દૂમ સાહેબ હજરત મખ્દૂમ શેખ નસીરૂદ્દીન મેહમૂદ ચિરાગે દેહલીના ખલીફા હતા અને ચિરાગે દેહલી સાહેબ હજરતખ્વાજા નિઝામુદ્દીન અવલીયા મેહબુબે ઇલાહીના ખલીફા અને ગાદી નશીન હતા. અને આજથી ૬૦૦ વરસ પહેલાં હજરત મખ્દૂમ બદ્રુદ્દીન સાહેબે આ ટેકરાપર પોતાની દરગાહ બનાવી હતી અને મરણ પછી ત્યાંજ તેમની કબર બનાવવામાં આવી. બર્નાવા અને શેખપુરામાં એમની ઓલાદ અદ્યાપિ પર્યંત વસે છે અને ઇલાકાની જમીનદારી તેમનાજ કબજામાં છે. હું આ ટેકરાની ચારે બાજુએ તપાસ કરવા માટે ફર્યો તો માલમ પડયું કે દરઘાહ ટેકરાની વચ્ચમાં છે અને આજુબાજુ મોટું મેદાન ખાલી પડયું છે, જે જમીનની સપાટીથી એટલું ઊંચું છે કે સ્વાભાવિક રીતેજ વિચાર આવે છે કે એ ટેકરાની અંદર નક્કી કોઇ ઇમારતો અથવા પુરાતન સમયની એંધાણીઓ દબાઇ ગએલી હશે. મેં એક ઠેકાણે માટીનું એક મોટું ગચીઉં પડેલું જોયું, જે પાણીની અસરથી પડી ગયું હતું. તેમાં દોઢ ફૂટ ચોરસ અને ૭ ઇંચ જાડી ઇંટો હતી જેથી માલુમ પડે છે કે એ ટેકરાની અંદર પ્રાચીન સમયની અદ્ભુત ઇંટો દબાએલી પડી હશે. અને બીજું શું શું એમાં દબાએલું પડયું હશે તેની ખબર નથી. હિંદુઓને કોણ કહે કે તમે આ તમારા ઐતિહાસિક ટેકરાને ખોદાવીને જુઓ અને તમારી જુની સંભારણાના રક્ષણ તરફ લક્ષ આપો. એમને તો આજકાલ નવા માણસ બનવાનો શોખ વધારે છે, પ્રાચીન વસ્તુઓની તો એમને સુગ ચડે છે.

એજ તે લાખામંડપ છે, જે ધૃતરાષ્ટ્રે પોતાના ભત્રીજાઓ માટે બનાવ્યો હતો અને એ તેજ લાખનો કિલ્લો છે જેમાં દુર્યોધને પોતાના પિત્રાઇ ભાઇઓના નાશ માટે જ્વાળાગ્રાહી પદાર્થો રાખ્યા હતા અને એમાં આગ લગાડી હતી.

ઇતિહાસ પરથી જણાય છે કે એ ઠેકાણે શ્રીકૃષ્ણ પણ આવ્યા હતા, કેમકે જ્યારે એમનાં ફોઇ કુંતીરાણી પાંડુરાજાનાં સ્ત્રી ને અર્જુન વગેરેનાં માતા અહીં રહેતાં હતાં અને જ્યારે એમણે એક વખત વ્રત લીધું હતું કે જ્યાં સુધી ગંગાજીનાં દર્શન નહિ કરીએ ત્યાં સુધી અન્નજળ લઇશું નહિ, ત્યારે કૃષ્ણજીએ એક બાણ ફેંક્યું હતું ને તે બાણે જમીનને ચીરીને ગંગાનો પ્રવાહ ચાલુ કર્યો હતો. જેને જોઇને કુંતીરાણીનું વ્રત પુરૂ થયું. એ સ્થળ બાણગંગાના નામથી પ્રખ્યાત છે તે લાખામંડપથી ૧ાા–૨ મૈલને અંતરે છે. હિંદુઓ ત્યાં જઇને સ્નાન કરે છે મેં પણ એ સ્થળે જઇને જોયું હતું.

**દ્રૌપદીનાં લગ્ન.**

મેં હમણાં લખ્યું છે કે કૌરવ અને પાંચાલ બે કુટુંબ હતાં, કૌરવોની હકીકત તો સાંભળી લીધી જેમાં પાંડુ અને તેના પાંચે દીકરા અને ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધન હતા. હવે પાંચાલની હકીકત સાંભળો. પાંચાલના રાજા દ્રુપદને એક દીકરી હતી, જેનું નામ દ્રૌપદી હતુ. આ વખતના હિંદુ રાજાઓમાં કેટલેક સ્થળે એવો દસ્તુર હતો કે કન્યાનો પિતા જ્યારે તેની દીકરી પરણવા જોગ થતી ત્યારે એક સમારંભ કરી બધાને બોલાવતો જેમાં પરણવાની ઇચ્છા રાખ-

નાર દૂર દૂરના રાજકુમારો આવતા હતા અને એમની એ મંડળીમાં એકાદ લડાઇ સંબંધી હુન્નરમાં પરીક્ષા લેવામાં આવતી હતી. જે રાજકુંવર પરીક્ષામાં પાસ થતો, તેના ગળામાં રાજકુંવરી વરમાળ પહેરાવતી હતી, ને તે તેના પતિ તરીકે ચુંટી કાઢવામાં આવતો હતો એને સ્વયંવર કહેતા હતા.

રાજા દ્રુપદે પણ સ્વયંવરની તૈયારીઓ કરવા માંડી કેમકે તેની દીકરી દ્રૌપદી પરણવા જોગ ઉમરની થઇ હતી, દૂર દૂરના રાજાઓ અને રાજકુંવરો એ સમારંભમાં શામેલ થયા હતાં. પાંડુના પાંચે દીકરાઓ યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુળ ને સહદેવ પણ બ્રાહ્મણોના વેશમાં આવ્યા અને બ્રાહ્મણોની પંક્તિમાં આવીને બેઠા. એ સ્વયંવરમાં પરીક્ષાની શરત એ હતી કે તેલની એક કઢાઇમાં એક ચક્ર પર માછલીનું ચિત્ર મૂકવામાં આવ્યું હતું. ચક્ર ફરતું હતું ને તેથી માછલી પણ ફરતી હતી. શરત એવી હતી કે, માછલીને જોયા સિવાય તેલમાં તેનું પ્રતિબિંબ જોઇને જે માણસ તીર ફેંકી માછલીની આંખ વીંધી નાંખે તેની સાથે દ્રૌપદી પરણે.

પરીક્ષાનો સમય આવી પોંહોંચ્યો એટલે એક એક રાજકુંવર ઊઠીને તીર મારવા લાગ્યો પણ કોઇનું તીર માછલીની આંખમાં વાગતું નહોતું. છેવટે કર્ણ રાજા તીર કમાન લઇને ઉઠયો એટલે દ્રૌપદી કે જે સમારંભમાં હાજર હતી તે એકદમ બોલી ઊઠી કે " આ સારથિના છોકરાને બેસાડી દો એને પરીક્ષામાં શામિલ ન કરો હું એની સાથે પરણવાનું ઇચ્છતી નથી " એ સાંભળીને બીચારો કર્ણ પરસેવામાં ડુબી ગયો ને બધા દરબારીઓ હસવા લાગ્યા ને કર્ણ ઝંખવાણો થઇને પાછો ફર્યો અને આવીને બેસી ગયો.

જ્યારે બધા રાજકુંવરો પરીક્ષામાં ના પાસ થઇ ચુક્યા ત્યારે અર્જુન ઉભો થયો, જે બ્રાહ્મણોની પંક્તિમાં બ્રાહ્મણના વેશમાં બેઠો હતો અને તેણે ઉઠતાંજ એવી સ્ફુરતાથી ધનુષ્ય હાથમાં લઇ તીર ફેંક્યું કે, સીધું માછલીની આંખમાં વાગ્યું, ને પાર થઇ ગયું. દ્રૌપદીએ આગળ આવીને તેના ગળામાં વરમાળા આરોપી, અર્થાત તેને પોતાના પતિ તરીકે કબુલ રાખ્યાનું સર્ટિફિકેટ આપ્યું.

સ્વયંવરમાં જેટલા ક્ષત્રિય વંશના રાજા મહારાજા બેઠા હતા તે બધા એકદમ ખળભળી ઊઠયા. તલવારોની મૂઠો ઉપર હાથ મૂક્યો ને કેટલાકોએ તો મ્યાનમાંથી ખંજર ખેંચી લીધાં, ને ક્રોધમાં આવીને બોલ્યા. " એવું કદી થઈ શકશે નહિ કે એક ક્ષત્રિય વંશની કન્યાને એક બ્રાહ્મણ જીતી લઇ જાય. અકસ્માતથી તીર માછલીની આંખમાં ભોંકાયું છે, અમે જીવીએ છીએ ત્યાં સુધી કદી પણ ચાલવા નહિ દઇએ કે એક બ્રાહ્મણ અમારી આંખોની સામે ક્ષત્રિયની આબરૂ ઉપર હાથ નાંખે. "

દરબારની ફરેલી નજર જોઇને પાંચે ભાઇઓએ પણ તલવારો મ્યાનમાંથી ખેંચી અને કઠોર વાતોનો જવાબ સખ્ત તલવારથી આપવા માટે તૈયાર થઇ ગયા.

શ્રી કૃષ્ણ પોતાના કુટુંબ સાથે આ સમારંભમાં મોજુદ હતા, તેમણે ટંટાનું રૂપ જોઇને પોતાની જગાએ ઉભા થઇને લલકારીને કહ્યું કે—" ખબરદાર ! બેસી જાઓ, એ બ્રાહ્મણ શરત જીતી ચુકયો. દ્રૌપદી તેની થઇ ગઇ, ન્યાયની સામે ન્યાત જાત કોઇ ચીજ નથી અને વળી બ્રાહ્મણ તો ક્ષત્રિયો કરતાં ઉંચા છે, કોઇ માણસને એની સામે ટીકા કે વિરોધ કરવાનો હક નથી. "

કૃષ્ણજીનાં કેટલાંક વાક્યો એવાં ગરમ અને અસરકારક હતાં કે તેમણે રાજાઓની પ્રજ્વલિત આગ ઉપર પાણીનું કામ કર્યું ને ક્ષણવારમાં તેને ઓલવીને ઠંડી કરી દીધી. બધા સમારંભે દ્રૌપદીના પિતા સહિત માથું નમાવ્યું ને દ્રૌપદીનાં લગ્ન અર્જુન સાથે થઇ ગયાં.

**શ્રી કૃષ્ણની સત્તા ને પ્રતિષ્ઠા.**

હવે આ ઠેકાણે એ વાત જરા વિચારવાને મનન કરવા જેવી છે કે જે આર્ય સમાજીઓ શ્રી કૃષ્ણજીને ફક્ત જગતના મનુષ્યજ સમજે છે અને ધાર્મિક મોટાઈ અને ઉત્તમતા માન્ય કરતાં નથી અને તેમના વિચાર પ્રમાણે શ્રી કૃષ્ણ એક મોટા રાજ્ય નીતિજ્ઞ, એક મોટા બુદ્ધિશાળી અને હુશ્યાર રાજા હતા. આત્મિક અથવા ધાર્મિક પદવી એમનામાં કંઇ નહોતી એવું એમનું કહેવું સત્ય માનીએ તો શું ચાલુ બનાવમાં એ હરકત નહિ આવે કે એવડા મોટા દરબારમાં જ્યાં શ્રી કૃષ્ણજીના દેશથી આઠ ગણા દસ ગણા મોટા મુલકોના રાજાઓ અને શ્રી કૃષ્ણની ઉમરથી મોટી ઉમરના મહારાજાઓ હાજર હતા, જેનામાં શ્રી કૃષ્ણ કરતાં વધારે બુદ્ધિ હતી, શ્રી કૃષ્ણ કરતાં વધારે વિદ્યા હતી, શ્રી કૃષ્ણના લડાઈ સંબંધી હુન્નરો કરતાં વધારે હુન્નરોનું જ્ઞાન હતું, છતાં તેમણે શા કારણથી એક જુવાન છોકરાનું કહેવું માની લીધું. અને વળી મામલો એવો હતો કે, તેમના ધારવા પ્રમાણે આબરૂને શીળ સંબંધી હકીકત હતી, જે માટે તે લોકો અને આજ સુધી તેમના વંશજો જેઓ રજપુત કહેવાય છે, પોતાના જીવ આપવામાં પણ મોટી વાત સમજતા નથી. એથી નો સાફ જણાઇ આવે છે કે શ્રી કૃષ્ણની કોઇ ધાર્મિક મોટાઇ એમના મનમાં હતી. તે

સિવાય તેઓ કદી પણ શ્રી કૃષ્ણનું કહેવું માનત નહિ અને એક ભીખારી જેવા બ્રાહ્મણ દેખાતા ને જેને ત્યાં કોઈ ઓળખતુંએ નહોતું તેવા માણસને પોતાની દીકરી આપત નહિ. આગળ એવોજ એક બીજો બનાવ પણ આવશે જ્યાં ભીષ્મપિતામહ જેવા મહાન પુરૂષે એ વાત જાહેર કરી છે કે હું **શ્રી** કૃષ્ણની પૂજા કરૂં છું. બીજી પણ કેટલીક વાતો આગળ આવશે, જેથી માલમ પડે છે કે તે સમયમાં કૃષ્ણજીની ખ્યાતિ, આબરૂ, બુદ્ધિને યુદ્ધ સંબંધી માહીતીના કારણથી નહોતી, કેમકે એમનાં એવાં કોઇ કામ તે વખત સુધી પ્રસિદ્ધિમાં આવ્યાં નહોતાં, બલ્કે ફક્ત આત્મિક વિશ્વાસથી સામાન્ય પ્રજા, અને દેશે દેશના રાજા મહારાજા, તેમને અવતાર અને મહાન આગેવાન સમજવા લાગ્યા હતા. આર્ય સમાજીઓ અવતારને માનતા નથી, તેથી તે જડથીજ કૃષ્ણજીની ધાર્મિક મોટાઇની ના પાડે છે. લાલા લજપતરાય સાહેબે એ વિષે પોતાના પુસ્તકમાં ઘણું લખ્યું છે જો બની શકશે તો તેમના લખાણપર આ પુસ્તકમાં અથવા આ પુસ્તકના બીજા ભાગમાં સવિસ્તર રિવ્યુ કરીને દેખાડીશ કે **શ્રી** કૃષ્ણ નક્કી એક ધાર્મિક પુરૂષ હતા અને હિંદુઓએ એમને એક ધાર્મિક આગેવાન તરીકે માન આપવું જોઇએ.

**દ્રૌપદીના પાંચ ધણી.**

એમ લખવામાં આવ્યું છે કે કે દ્રૌપદીને સ્વયવરમાં જીતનાર અર્જુન હતો, પરંતુ તેને પાંચે ભાઇઓ પરણ્યા અને માંહોમાંહે ફેંસલો કરી લીધો કે એક એક રાત વારા ફરતી દરેક ભાઇ દ્રૌપદીને ત્યાં રહે આ વર્ણન એટલી બધી સાબિતીથી કરવામાં આવે છે કે કોઈ હિંદુ એની ના પાડતો નથી.

મારા ધારવા પ્રમાણે આમાં મોટી ભૂલ થએલી છે, કેમકે એ પાંચે ભાઇઓમાં અત્યંત પ્રીતિ હતી, તેમાં પણ ચારે ભાઇઓ પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિરને બહુજ માન આપતા હતા તેથી તેમણે ભિન્નતા દૂર કરવા માટે આ પ્રમાણે સમજુતી કરી લીધી હતી કે અર્જુનની સ્ત્રી સાથે દીએર અને જેઠ જેવી વર્તણુક ન રાખવી જોઇએ. કેમકે હિંદુઓમાં સ્ત્રીઓ દીએર અને જેઠની બહુ લાજ કરે છે અને શરમના કારણથી તેમની સાથે વાત ચીત કરતી નથી ને હરી ફરી શકતી નથી. જેથી કેટલીક વખતે ઘણી અડચણો પડે છે અને ગૃહ વ્યવસ્થામાં ઘણી મુસ્કેલીઓ નડે છે. હાલમાં એ પાંચે ભાઇઓ ઘણાં દુઃખ ને ગભરાટમાં ફસાએલાં હતાં, ઘરબાર વિનાના નિરાશ્રિત ને છાની રીતે ભગવાં પહેરીને રખડતા હતા, તે માટે તેમણે ભિન્નતા દૂર કરવા માટે ને લાજ શરમનાં કષ્ટોથી બચવા માટે આ પ્રમાણે સમજુતિ કરી લીધી હશે. કેમકે એ પાંચે એક જીવ ને પાંચ ખોળીઆ જેવા હતા. અર્જુન ભીમ છે ને ભીમ અર્જુન છે. યુધિષ્ઠિર નકુલ છે અને નકુલ સહદેવ છે. જોનારને પાંચ મૂર્ત્તિઓ નજરે આવે છે પરંતુ સત્ય પૂછો તો તે પાંચે એક છે. તે માટે અર્જુનની સ્ત્રી જાણે યુધિષ્ઠિરની સ્ત્રી, ભીમ ને સહદેવની સ્ત્રી જાણે અર્જુનની સ્ત્રી—તું મારાથી જુદો નહિ ને હું તારાંથી જુદો નહિં.

તું હું છું, હું તું છું ને, હું તન તું છે પ્રાણ;
કહે ન કોઇ હવે પછી, ભિન્ન હું કે તું જાણ.

એ ફકત પરસ્પરના સંપને પ્રેમનો મામલો હતો એમાં દુન્યાની તે વાતનો દખલ નહોતો જે સ્ત્રીને પુરૂષમાં હોય છે. જો કે દરેક રાતે એક ભાઇ દ્રૌપદીની સાથે અલાયદો

રહેતો હતો, પરંતુ દ્રૌપદીનો સંબંધ જેવો અર્જુન સાથે હતો તેવો તેની સાથે રહેતો નહોતો. એ ચારેનો રાતવાસો ફક્ત દ્રૌપદીના રક્ષણ માટે પરસ્પર સંપથી થએલા ફેંસલા પ્રમાણે હતો. ગૃહસંસારના કામમાં અર્જુન સિવાય બીજા કોઇનો દ્રૌપદીમાં ભાગ નહોતો.

એમ તો કહેવા માટે અસંખ્ય વાતો કહેવાય છે અને સાબીત કરવામાં આવે છે કે તે જમાનાની કોમોમાં સ્ત્રીઓને સંખ્યાબંધ ધણી રાખવાનો દસ્તુર હતો, ને તેથી દ્રૌપદીને પાંચ ધણી હતા. તો એમાં એને કલંક નથી અને એવીજ બીજી કેટલીક વાતો પણ છે. જેનું સવિસ્તર વર્ણન કરવા માટે ઘણો વખત લાગે. હું તો એ બાબતમાં આખા જગતથી નિરાળો અભિપ્રાય ધરાવું છું. જો તે સમયમાં એક સ્ત્રીને ઘણાક ધણીઓ કરવાનો અધિકાર હતો તો પણ હું તો કહીશજ કે દ્રૌપદીજી અર્જુનનાં સ્ત્રી હતાં, અને અર્જુનેજ તેમને જીત્યાં હતાં, ને અર્જુનના ચારે ભાઇઓને દ્રૌપદીના ધણી તરીકે જાહેર થવાનો કાંઇ અધિકાર નહોતો ને દ્રૌપદીની સાથે ધણી તરીકે કદી પણ વર્ત્યા નહોતાં. કેમકે તેમના જન્મ ચરિત્ર ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ જણાય છે કે ચારે અને તેમાં પણ વિશેષે કરીને યુધિષ્ઠિર અતિશય પવિત્ર અને સદ્દગુણી હતા અને મહાભારતના ખૂનખાર વિગ્રહમાં જ્યારે મોટા મોટા ધાર્મિક પુરૂષો ડગમગી જાય છે તે વખતે પણ એ ભાઇઓના પગ સત્ય, પવિત્રતા ને સદ્દગુણુથી એક ચોખાપુર પણ ખસ્યા નથી.

દ્રૌપદી પાંચ ભાઇઓની સ્ત્રી હતી, એ જુઠ છે. પાંડુના પાંચે છોકરાઓ એક સ્ત્રીના ભાગીઆ હતા એ કહેવું તોહ-

મત છે. કોઇ ગમે તે કહે હું તો મારા વિચાર ને અંતકરણને એવા પવિત્ર લોકોપર તોહમત મૂકતાં અટકાવીશ અને એમણે ભૂલથી પણ તેવો ગુનોહ કર્યો હોય એમ હું તો કદી પણ માનીશ નહિ.

ઇંદ્રપ્રસ્થ વસે છે.

કેટલાક સમય સુધી તો એ પાંચે ભાઇઓ અર્જુનના સસરા દ્રુપદ રાજાને ત્યાં મેહમાન રહ્યા. જ્યારે એમના કાકા ધૃતરાષ્ટ્રે સાંભળ્યું કે મારા ભત્રીજાઓએ દ્રુપદ રાજાની કન્યા જીતી લીધી છે ને અર્જુનની સાથે તે પરણી છે, ત્યારે તેણે વિચાર કર્યો કે મારા ભત્રીજાઓ એવી રીતે નિરાધારપણાથી દ્રુપદના આશરાપર દિવસ નિર્ગમન કરે એ મને કલંક બરાબર છે, ને જગત કહેશે કે આંધળો બેઇમાન હોય છે. પોતાના દીકરા દુર્યોધનના કારણથી પોતાના ભત્રીજાઓને રખડતા મૂકયા છે તેથી તેણે પોતાના ભાઇ ભીષ્મપિતામહ સેનાપતિને તથા બીજા ભાઇ વિદુરજીને ને બધા દરબારીઓને એકઠા કર્યા ને તેમને પૂછ્યું કે "હવે શું કરવું જોઇએ ?" પાંડુના દિકરાઓની હકીકત સાંભળી એ બધાએ જવાબ આપ્યો કે. "ઉત્તમ રસ્તો તો એ છે કે તમારા મુલકમાંથી થોડોક ભાગ એમને આપો અને એક અન્ય રાજાને ત્યાં એમને પડયા રાખીને પોતાનું નાક ન કપાવો" ધૃતરાષ્ટ્રે આ સલાહ માની અને પોતાના ભાઇ વિદુરજીને એલચી તરીકે દ્રુપદના દરબારમાં મોકલ્યો કે તેઓ પાંડુના છોકરાઓ અને દ્રૌપદીને બોલાવી લાવે. જ્યારે વિદુરજી દ્રુપદરાજાના દરબારમાં પોંહોંચ્યા ત્યારે તેમણે દ્રુપદરાજાને ધૃતરાષ્ટ્રનો સંદેશો કહી સંભળાવ્યો. એટલે દ્રુપદરાજાએ ઉત્તર આપ્યો કે "ધૃતરાષ્ટ્ર ધર્મની આજ્ઞાથી

વિરૂદ્ધ વર્ત્તીને પોતાના ભત્રીજાઓ ઉપર જુલમ કર્યો છે, અને એમનો હક મારવામાં ધર્મની પવિત્રતાનો પણ વિચાર કર્યો નથી, તેથી એનો ફેંસલો હું કરી શકતો નથી. શ્રી કૃષ્ણ અધાપિ અહીં છે, દ્વારિકા ગયા નથી. આપણા બંનેને યોગ્ય છે કે તેમની પાસે જઇએ ને બધી હકીકત કહીને નિર્ણય પૂછીએ. જો તે એમ કહે કે પાંડુના છોકરાઓ અને દ્રૌપદી ધૃતરાષ્ટ્રની પાસે હસ્તિનાપુર જાય તો મારે એમને મોકલવામાં કાંઇ વાંધો નથી. ને જો એમનો અભિપ્રાય એની વિરૂદ્ધ હોય તો મારે ને તમારે એમની આજ્ઞા માનવી જોઇએ, ને પાંડવોને હસ્તિનાપુર લઇ જવા માટે આગ્રહ ન કરવો જોઇએ.

( આ બનાવથી પણ જણાય છે કે શ્રી કૃષ્ણ ધાર્મિક મરતબો અને પોઝીશન સાધારણ હિંદુ લોકો અને હિંદુ રાજકર્તાઓમાં રાખતા હતા જો એમ ન હોત તો આ ધાર્મિક ફેંસલો એમના ઉપર છોડવામાં આવત નહિ. )

હવે વિદુરજીને દ્રુપદ રાજા કૃષ્ણની સેવામાં હાજર થયા ને એમની આગળ બધી હકીકત કહી શ્રી કૃષ્ણે ફરમાવ્યું કે " ધર્મ પ્રમાણે જોતાં ધૃતરાષ્ટ્ર અને એના દીકરા દુર્યોધનની ભૂલ છે. તેમણે હકદાર પાંડવોનો હક છીનવી લીધો ને દુર્યોધને આ નિરપરાધીઓના પ્રાણ લેવાનું ઇચ્છ્યું. માટે એમનું ત્યાં જવું યોગ્ય નથી પરંતુ ધૃતરાષ્ટ્ર એમનો મુરબ્બી છે, અને બાળકોનો ધર્મ એમાંજ છે કે તેમણે વૃદ્ધોનો હુકમ માનવો જોઇએ, તે માટે હું અભિપ્રાય આપુંછું કે એ પાંચે અર્જુનની સ્ત્રી સાથે વિદુરજીની સાથે હસ્તિનાપુર ચાલ્યા જાય. "

દ્રુપદ રાજાએ શ્રી કૃષ્ણના આ હુકમ આગળ માથું નમાવ્યું ને દ્રૌપદીને રવાના કરવાની તૈયારીઓ કરવા લાગ્યો. જ્યારે પાંડવોએ આ ખબર સાંભળી તો અર્જુન શ્રી કૃષ્ણની સેવામાં હાજર થયો. શ્રી કૃષ્ણ અર્જુન ઉપર બહુજ હેત રાખતા હતા ને તેમને તેની સાથે ઘણીજ પ્રીતિ હતી. તેમજ અર્જુન પણ સૌ કરતાં કૃષ્ણ ઉપર વધારે શ્રદ્ધા રાખતો હતો. અર્જુને વિનંતિ કરી કે " જો આપ અમને હસ્તિનાપુર જવાની આજ્ઞા આપો છો તો અમે તે પ્રમાણે વર્તવાને તૈયાર છીએ પરંતુ અમારી એવી પ્રાર્થના છે કે આપ પણ અમારી સાથે હસ્તિનાપુર પધારો કે જેથી આપના પ્રતાપે કુટુંબની અદાવતોનો કોઇ ઘા અમારાપર અસર કરી શકે નહિં. " શ્રી કૃષ્ણે મંદ હાસ્ય કર્યું ને અર્જુનની માગણીનો સ્વીકાર કર્યો.

અર્થાત આ બધી મંડળી દ્રુપદ રાજાની રજા લઇને હસ્તિનાપુર આવી. અહીં ધૃતરાષ્ટ્ર શ્રી કૃષ્ણની સામે ગયો ને ભત્રીજા તથા વહુની આગતા સ્વાગતા સારી પેડે ધામધૂમથી કરી અને કેટલાક દિવસ પછી પોતાના મુલકનો એક ભાગ ખાંડવપ્રસ્થ ભત્રીજાઓને આપ્યો.

અહીં પણ ધૃતરાષ્ટ્રે ઇમાન ને ન્યાયને ભૂલી જઇને એક એવું કામ કર્યું કે જેથી સાબીત થાય છે કે એ આંધળો હોવાના કારણથી કાંતો પોતાના દીકરા દુર્યોધનના હાથમાં પુતળા જેવો હતો અથવા એનીજ દાનત ખરાબ હતી અને લોકો એને આંધળો બે ઇમાન કહેતા હતા તે ખરૂં હતું.

ખાંડવવન તદ્દન ઉજડ જંગલ હતું, ત્યાં વગડાઉ ઝાડો અને ક્રુર ને જંગલી જાતો સિવાય કોઇ પણ પ્રકારની ઉપજનીકે શોભાની આશા નહોતી. જ્યારે પાંડવોને આ દેશ મળ્યો

ત્યારે તેમનાં મન દિલગીર થયાં. પરંતુ કૃષ્ણજીએ તેમને સમજાવ્યા અને ફરમાવ્યું કે—" મરદ ને વીર પુરૂષો તેજ કહેવાય છે જે મુશ્કેલીઓને ફતેહ કરે છે, સુખમાં રહેવાનું ને સહેલાઇથી દરેક વસ્તુ સંપાદન કરવાનું જેને ગમે છે તેવા લોકોનું જીવતર બહાદુર લોકોની સામે મોત કરતાં પણ નીચ છે. તમે આ પ્રદેશને લઈ લો ને એને સાફ કરીને આબાદ કરો ત્યારે તમારી પ્રખ્યાતિ થશે ને તમે રાજ્ય કરવા લાયક છો એમ સમજાશે. "

**ઇંદ્રપ્રસ્થ.**

એ શહેર હુમાયુંના રોજા અને શાહજહાંએ વસાવેલી હાલની દિલ્લીની મધ્યમાં આવેલું હતું અને હવે તેની સંભારણા તરીકે એક કિલ્લા સિવાય બીજું કશું નથી. એ કિલ્લો " પુરાના કિલ્લા " ના નામથી પ્રખ્યાત છે, જ્યારે હુમાયુંએ આ સ્થળે દિલ્લીનો પાયો નાંખ્યો ત્યારે હિંદુઓના આ જુના ને જીર્ણ થએલા કિલ્લાને પણ સમરાવ્યો. તે વખતે એ તદ્દન જીર્ણ અવસ્થામાં હતો ફક્ત પાયા દેખાતા હતા તેજ પાયા ઉપર કિલ્લાનું ચણતર શરૂ કર્યું. પરંતુ કિલ્લો પુરો થવા ન પામ્યો હતો તેટલામાં **શીર**શાહે ચડાઇ કરી ને હુમાયું તેનાથી હારીને ઇરાન નાશી ગયો ને હિંદુસ્તાનપર **શીર**શાહનું રાજ્ય થયું. **શીર**શાહે પણ દિલ્લીનેજ રાજધાની ઠરાવી ને ઇંદ્રપ્રસ્થના કિલ્લાને પુરો કરાવીને તેનું નામ "દીન-પનાહ" રાખ્યું. કિલ્લામાં એક મસ્જિદ બનાવી જે હજુ છે. એક બીજું મકાન પણ બનાવ્યું જેનું નામ " શિર મન-ઝિલ " રાખ્યું જેને હાલમાં " શેર મંડળ " કહે છે.

હુમાયું જ્યારે ઇરાનથી પાછો આવ્યો ને હિંદુસ્તાન-પર બીજી વખતની તેની સત્તા જામી ત્યારે એજ ઇંદ્રપ્રસ્થ

કિલ્લામાં તે રહેતા હતા અને એજ કિલ્લાની ઇમારત શીર મનઝિલની અગાશીપરથી પડીને મરણ પામ્યો. અને " હુમાયું બાદશાહ અજ બામ ઉફ્તાદ " મરણની તારીખ થઇ. ( હિજરી ૯૬૨ ) હુમાયુંના સમયમાં આ કિલ્લા સિવાય જુના ઇંદ્રપ્રસ્થના પાયાપર બીજી સેંકડો મોટી મોટી ઇમારતો બાંધવામાં આવી હતી જે બધીનો હમણા નાશ થયો છે અને ફક્ત અકબરની ધાવ " માહમ અતકા " ની મસ્જિદ, મદ્રસો, લાલ ચોકનો દરવાજો અને જોહરી બાજારની કેટલીક દુકાનો અને કેટલાક ઉમરાવોની ભાગી તુટી કેટલીક હવેલીઓ છે બાકી બધાનો નાશ થઇ ગયો છે. આ ખંડીએરોની નિશાનીઓ ઇંદ્રપ્રસ્થના કિલ્લાના કોટની નીચે ખંડીએરોના આકારમાં કેટલેક ઠેકાણે નજર આવે છે જેના કારણથી ઊંચાં નીચા ટેકરાઓની હાર દૂર સુધી ચાલી ગઇ છે અને આજે ૧૯૧૭ માં અંગ્રેજ સરકારની તરફથી આ જમીન સપાટ સરખી કરવામાં આવે છે ને જુના પાયા ખોદી ખોદીને ખાડાઓ ભરવામાં આવ્યા છે પણ નાશ પામેલી ને તદ્દન તુટી ગએલી ઇમારતોની સાથે આ પ્રમાણે વર્ત્તવામાં આવે છે જે ઇમારતોની કાંઇ પણ નિશાની બાકી છે તેને દુરસ્ત કરાવવા પાછળ હજારો રૂપીઆ ખરચ કરવામાં આવે છે.

ઇંદ્રપ્રસ્થની કેટલીક ઇમારતો તો કિલ્લાની ભીંતની પાસે ને સડકને કિનારે છે જે દિલ્લીથી મથુરા જાય છે ને કેટલીક પશ્ચિમની તરફ કેટલાક મૈલમાં ફેલાએલી છે, જ્યાંથી જી. આઇ. પી. રેલ્વે મુંબઈ જાય છે. એ રેલ્વે સડકની આગળ પશ્ચિમની તરફ અંગ્રેજોના નક્કી કરેલા દિલ્લી શહેરની ઇમારતો તૈયાર થાય છે.

સરખી સપાટી કરવાના વિચારથી અહીં પણ ઘણીક પુરાતન સંભારણાઓ ઉથલ પાથલ થઇ ગઇ છે જો કે ગવર્મેંટે શોભીતી ઇમારતો બચાવવા માટે દરેક સ્થળે કોશિશ કરી છે.

આટલું લંબાણ કરવાનું કારણ એ કે વાંચકને ઇંદ્રપ્રસ્થ શહેરનો વિસ્તાર જણાઇ આવે ઘણું કરીને આ શહેર હુમાયુંના રોજાથી શાહજહાંના દિલ્હી શહેર સુધી ત્રણ મૈલ જમનાને કિનારે કિનારે ફેલાએલું હતું અને પશ્ચિમમાં પણ તેનો વિસ્તાર ત્રણ મૈલથી ઓછો નહોતો. જહાંગીરના સમય સુધી એ શહેર આબાદ હતું કેમકે શાહજહાંના શહેરના દિલ્હી દરવાજાની પાસે જહાંગીરના અમીર મહાબતખાંની હવેલી અને મસ્જિદનાં ખંડીએરો હજુ સુધી દેખાય છે.

**હિંદુઓથી દરખાસ્ત.**

હમણાં અંગ્રેજ સરકાર ઇંદ્રપ્રસ્થના પ્રાચીન કિલ્લાની મરામત કરાવે છે અને તેણે ત્યાંથી ગામડીઆ વસ્તીને બીજે રહેવા મોકલીને તેમનાં મકાનો સાફ કરી નાંખ્યાં છે. તેથી હિંદુઓને ઘટારત છે કે તેઓ આ કિલ્લાની અંદર પોતાની એક તખ્તી લગાડવાની દરખાસ્ત સરકારને કરે. મુસલમાનોની સંભારણા તો આ કિલ્લાની ભીંત–મસ્જિદ અને શીર મનઝિલ મોજુદ છે ને જે હમેશા મુસલમાન વંશજોની સંભારણા તાજી રાખશે કે અહીં એમના પૂર્વજો રાજ્ય કરતા હતા પરંતુ હિંદુ લોકોની ઓલાદને માટે અહીં એવી કોઇ નિશાની નથી જેથી તેમને માલુમ થાય કે એ તેજ ઇંદ્રપ્રસ્થ કિલ્લો છે. જ્યાં એમના જગ પ્રસિદ્ધ પૂર્વજો અર્જુન, ભીમ, યુધિષ્ઠિર વગેરે રહેતા હતા. આજ તે પવિત્ર માટી છે જેના રજકણોપર શ્રી કૃષ્ણ જેવા હિંદુસ્તાનના મોટા આગેવાન હરતા ફરતા હતા.

આજ સુધી સરકારી દફતરોમાં એ વિસ્તારનું નામ ઇંદ્રપ્રસ્થ લખાય છે અને દરેક પ્રકારની વાસ્તવિક અને જાહેર દલીલો આ વાતની મોજુદ છે કે આજ જગા હિંદુઓના ઐતિહાસિક બનાવો જાહેર કરનાર છે. જો આજે હિંદુઓએ ધ્યાન ન આપ્યું તો તેમના વંશજો ભૂલી જશે, બે ખબર થઈ જશે ને પુસ્તકો વિના તેમને માલુમ પણ નહિ પડે કે ઇંદ્રપ્રસ્થ ક્યાં હતું. જો શિલા લેખ મૂકવામાં આવશે તો દરેક હિંદુ બાળક તેને જોશે અને પોતાના ઘરડાઓની કારકીર્દીને યાદ કરશે અને આ ભૂમિને મનથી ભૂલશે નહિ.

**અર્જુનનાં બીજી વારનાં લગ્ન.**

જ્યારે ઇંદ્રપ્રસ્થ વસ્યું એટલે શ્રી કૃષ્ણ પોતાને વતન દ્વારિકા ગયા અને કેટલાક દિવસ પછી અર્જુન પોતાના ગુરૂનાં દર્શન કરવા દ્વારિકા ગયો. શ્રી કૃષ્ણને તેમના કુટુંબીઓએ અર્જુનની સારી પેઠે આગતા સ્વાગતા કરી ને પરોણાગતની કોઇ વાત બાકી રાખી નહિ.

અર્જુન હજુ દ્વારિકામાંજ હતો એટલામાં દ્વારિકાની પાસે એક પહાડ ઉપર એક મેળો ભરાયો, જેમાં દ્વારિકાના તમામ રહેવાશીઓ ભેગા થયા. અર્જુન ને શ્રી કૃષ્ણ પણ ગયા. ત્યાં શ્રી કૃષ્ણની સગી બહેન સુભદ્રા મેળાનો તમાશો જોતી હતી તે અર્જુનની નજરે પડી. સુભદ્રા અતિશય સ્વરૂપવાન અને ચંદ્રમુખી કન્યા હતી. દેખીતુંજ છે કે જેનો ભાઇ કૃષ્ણ હોય તેની બહેન કેવી રૂપવાન હોવી જોઇએ. અર્જુન સુભદ્રાને જોતાંજ ખરા દિલથી ફિદા ફિદા થઇ ગયો. તેના ચહેરાપર એકાએક ગભરાટ જોઇ શ્રી કૃષ્ણ સમજી ગયા કે

એનું મન સુભદ્રાની તરફ આકર્ષાયું છે. તેમણે પોતેજ સ્મિત હાસ્ય કરી ફરમાવ્યું કે " જે સિપાઇ રાત દિવસ જંગલોમાં ભટકવા ને રણક્ષેત્રમાં તલવાર ચલાવવા જન્મ્યો હોય તેને પ્રેમ સાથે શો સંબંધ ? "

અર્જુનને ખબર નહોતી કે આ કન્યા **શ્રી** કૃષ્ણજીની બહેન છે તેથી તેણે એકદમ કહી દીધું કે " હું આ કન્યા- પર મોહિત થયોછું જે હમણા મારી પાસેથી ગઇ હતી. " **શ્રી** કૃષ્ણે ફરી મંદ હાસ્ય કર્યું અને ફરમાવ્યું--" તે મારી બહેન છે. " અર્જુન એ સાંભળીને ઝંખવાણો પડી ગયો ને માથું નીચું કરી દીધું. એટલે **શ્રી** કૃષ્ણે ફરમાવ્યું કે " હે અર્જુન ! મને તો મારી બેનનાં લગ્ન તારી સાથે કરી દેવામાં કાંઇ વાંધો નથી કેમકે તું મહા વીરપુરૂષ અને દરેક રીતે લાયક જુવાન છે અને સંબંધ કરવામાં જે સદ્ગુણો જોવામાં આવે છે તે બધાં તારામાં છે પરંતુ આ મારા ભાઇબંધો અને કુટુંબી જનો એટલા બધા હઠીલા છે કે તે કદી પણ કબુલ નહિ કરે. હું તેમને ગમે તેટલું સમજાવીશ તે નિરર્થક જશે હવે આના વિના બીજો ઉપાય નથી કે તું ક્ષત્રિયના રાક્ષસ વિવાહ પ્રમાણે સુભદ્રાનું હરણ કરીજા ને ઇંદ્રપ્રસ્થમાં પોંહોંચીને રાક્ષસ વિવાહ પ્રમાણે પરણજે. " અર્જુન એ પ્રમાણે કરવા તૈયાર થયો ને એક દિવસે સુભદ્રાનું દ્વારિકાથી હરણ કરી ગયો. અર્જુન નાશી ગયો ત્યારે યાદવ કુટુંબને ખબર પડી ને તેમણે શંખ ફૂંક્યો. તરતજ બધા લડવૈયાઓ હથીઆર લઇને એકઠા થઈ ગયા ને તેમણે કહ્યું કે " અર્જુને અમારૂં નાક કાપી લીધું, અમને ખબર નહોતી કે જે માણસની અમો આટલી બધી આગતા સ્વાગતા કરી રહ્યા છીએ તે અમારી આબરૂનો ઘાતક નીવડશે

અને અમારી દીકરીનું હરણ કરી જશે. તરત ચાલો, ને અર્જુનના હાથમાંથી આપણી દીકરીને મુક્ત કરી લાવો અને તેને એવો સ્પષ્ટ ચખાડો કે આખી ઉમર યાદ કરે કે યાદવ કેમ નિર્લજ અને બીકણ નથી. "

અર્થાત દરેક માણસ પોતાનો જોશ અને ક્રોધ જાહેર કરવા માટે તલવાર કાઢીને પુરા જોશથી ભાષણ કરતો હતો. પરંતુ શ્રી કૃષ્ણ ચુપ ઊભા રહીને મંદ મંદ હાસ્ય કરતા હતા. જ્યારે લોકોએ જોયું કે શ્રી કૃષ્ણ કાંઇ બોલતા નથી એટલે કૃષ્ણના ભાઇ બળરામ આગળ આવ્યા અને ક્રોધથી ઉશ્કેરાઇને બોલ્યા. " હે કૃષ્ણ! તમે કેમ ચુપ છો તમે કેમ કાંઇ બોલતા નથી. તમારા કારણથી અમે અર્જુનની આવી પરોણા ચાકરી કરી, પરંતુ તેણે આવા અધમ કામથી સાબિત કરી આપ્યું કે તે તદ્દન આવી પરોણાગતને લાયક નહોતો. તેણે તો અમારા માથા ઉપર પોતાનો પગ મૂક્યો, તેણે તો એવું કામ કર્યું છે કે અમારા કુટુંબની આબરૂ ધુળ ધાણી કરી નાંખી, અમે સાંખી શકતા નથી, અમે બદલો લઇશું, અમે તલવારોથી કૌરવ વંશનો નાશ કરીશું. અને એક બાળક પણ એ કોમનો જમીનપર જીવતો નહિ છોડીશું. હે કૃષ્ણ! અમારા શરીરોમાં યાદવ વંશનું લોહી છે, તે ઉષ્ણતા દેખાડે છે અને બદલો બદલો એમ પોકારે છે. તમે પણ બોલો, તમે પણ આગળ આવો, તમે પણ અમારી સાથે ચાલો, અમે ઇંદ્રપ્રસ્થની ભૂમિને ઉપાડીને દર્યામાં નાંખી દઇશું અને જગતને દેખાડી આપીશું કે યાદવ વંશ પોતાના નામને માટે શું શું કરી શકે છે. "

ભાઇને પુરી રીતે ઉશ્કેરાએલો જોઇને શ્રી કૃષ્ણ ફરી હસ્યા, અને બોલ્યા " હે ભાઇ અને બાઇઓ! અર્જુને

અમારી પ્રતિષ્ઠા ભંગ નથી કરી. તે જાણતો હતો કે અમારા કુટુંબમાં પલ્લું લઇને દીકરી આપવાનો ખોટો રિવાજ છે તેથી તે પોતાની દોલત ને હકુમતના બદલામાં કન્યા માંગી શકતો નહોતો. તેમજ તેની બહાદુરી અને પદવી પણ કબુલ નહોતી રાખી શકતી કે એક છોડીને માટે વગર બદલો આપે તમારી આગળ હાથ લાંબો કરે અને કન્યાદાન માંગે. એથી તે ક્ષત્રિયોના ચાલુ રિવાજ પ્રમાણે વર્ત્યો અને તમારી કન્યાનું હરણ કરી ગયો. બેશક સુભદ્રા તમારી આબરૂવાળી અને પ્રખ્યાત કન્યા છે, પરંતુ અર્જુન પણ અજાણ્યો ને કમજાત માણસ નથી તે એક રાજ કુટુંબનો લાયક ફરજંદ છે. તે એવો બહાદુર માણસ છે જેની જોડી આજે આખા જગતમાં મને નજર આવતી નથી. તમારે એમ ખાતરી રાખવી જોઇએ કે તમારી દીકરીના શીળનું રક્ષણ લગ્ન થતાં સુધી થશે અને તેમાં ભંગ થશે નહિ. કેમકે પ્રતિષ્ઠિત રાજકુંવરો જેમણે કન્યાઓનાં એ પ્રમાણે હરણ કર્યાં છે તેઓ લગ્ન થતાં સુધી કદી પણ કોઇ કન્યાના શીળનો ભંગ કરતા નથી. અર્જુને પણ એવું નીચ કૃત્ય નહિ કયુ હોય કેમકે તે પણ આબરૂદાર રાજકુંવર છે અને રાક્ષસ વિવાહ પ્રમાણે પરણ્યા પછી ધર્મના નિયમ પ્રમાણે તેને દરેક પ્રકારનો હક છે અને એમાં કોઇ પ્રતિષ્ઠા ભંગના વાત રહેતી નથી.

માટે મારો અભિપ્રાય એવો છે કે આ ફિસાદને ટંટા કરવાનો બંધ રાખો. અર્જુનનો મુકાબલો કરવો સહેલું કામ નથી. તમે તેનાપર જીત મેળવી શકશો નહિ. જાઓ ને રાજીખુશીથી તેને પાછો બોલાવી લાઓ અને તમારી ખુશીથી સુભદ્રાનાં લગ્ન કરી આપો. જો તમે લડયા ને હારીને પાછા આવ્યા તો તે વખતે નક્કાં ફજેતી

થશે હું જે રીત બતાવું છું તેમાં પ્રતિજ્ઞા ભંગ થવાની કોઇ પણ વાત નથી. ”

મહા મુશીબતે કૃષ્ણજીએ સમજાવીને પોતાના ભાઇઓનો ગુસ્સો ધીમો પાડયો ને તેઓ **શ્રી** કૃષ્ણના ફરમાન પ્રમાણે **અર્જુનને** રસ્તામાંથી પાછો બોલાવી લાવ્યા અને રાજીખુશીથી સુભદ્રાનાં લગ્ન અર્જુન સાથે કરી દીધાં. લગ્ન પછી **અર્જુન સુભદ્રાને** લઇને ઇંદ્રપ્રસ્થ ગયો અને તે પછી **શ્રી** કૃષ્ણ **બળરામ અને** યાદવવંશના બધા સરદારો **સુભદ્રાનો** દેજ લઇને ઇંદ્રપ્રસ્થ ગયા. કન્યાદાનમાં સોના ચાંદીની ગાડીઓ, જડાવ ઘરેણાં, કીમતી લુગડાં અને અસંખ્ય સામાન હતો. જ્યારે ઇંદ્રિપ્રસ્થની પાસે પોહોંચ્યા એટલે **અર્જુનના** ભાઇ **સહદેવ અને નકુળે** શહેરની બહાર આવીને ધામધુમથી મહેમાનોનું સ્વાગત કર્યું અને એમનું " ધ્વજા પતાકાઓ ઉડાવતું **શહેરમાં** દાખલ થયું. શહેરનાં ચૌટાં ને ગલીકુંચીઓ સ્વચ્છ કરવામાં આવ્યાં ને તેમાં છંટકાવ કરવામાં આવ્યો. બજારો ને ગલીઓના નાકા ઉપર ફૂલફળાદિના બગીચા બનાવવામાં આવ્યા ને તે ફૂલોપર વારંવાર સુખડનો અરક છાંટવામાં આવતો હતો જેથી બધું શહેર સુગંધીથી મધમધી રહ્યું હતું.

**શ્રી કૃષ્ણની પૂજા.**

ઐતિહાસિક વર્ણન ઉપરથી જણાય છે કે જ્યારે **શ્રી** કૃષ્ણ સામૈયાને લઇને **શહેરમાં** દાખલ થયા એટલે દરવાજાની પાસે બધા મોટા મોટા પંડિત બ્રાહ્મણો અને દેશના સરદારો, ફોજ ને લક્ષાધિપતિ વેપારીઓ, પંકિતબંધ આગળ આવ્યા અને **શ્રી** કૃષ્ણજીની તે બધાએ મળીને પૂજા

કરી. આર્યસમાજી સાહેબો આ ઐતિહાસિક પુરાવાનો શો જવાબ આપશે. કેમકે તેમનું કહેવું એવું છે કે **શ્રી** કૃષ્ણની આખી જિંદગીમાં એવો એક પણ બનાવ બન્યો નથી જેથી **શ્રી** કૃષ્ણ ધાર્મિક મહાપુરૂષ હતા એમ સિદ્ધ થાય. જનાબ લાલા લજપતરાય સાહેબે પોતાના પુસ્તક લાઇફ ઓફ શ્રી કૃષ્ણમાં એ વાતને બહુજ મજબુતીથી લખી છે કે શ્રી કૃષ્ણની બધી જિંદગીમાં ધાર્મિક આગેવાન તરીકેની કોઇ પણ વાત દેખાતી નથી. પરંતુ આજે જ્યારે ઇંદ્રપ્રસ્થના દરવાજાની પાસે મોટા મોટા વિદ્વાન બ્રાહ્મણો મોટા મોટા સિવિલ અને મિલટરી ઓફિસરો મોટા મોટા રાજાઓ અને મહારાજાઓ **શ્રી** કૃષ્ણના પગપર માથું નમાવી રહ્યા છે અને મહાભારતનું ઐતિહાસિક પુસ્તક તેની સાક્ષી પુરે છે તો શું હવે પણ **શ્રી** કૃષ્ણ ધર્મના આગેવાન હતા એમાં કોઇ શંકા છે.

શું જગતમાં વેહેવાઇઓની સરભરા એવી રીતે કરવામાં આવે છે કે વિદ્વાનો અને બ્રાહ્મણો પણ તેમના પગપર પોતાનું માથું મૂકે. કદી નહિ, હિંદુઓના બ્રાહ્મણ પ્રાચીનકાળમાં મોટી ઇજ્જત રાખતા હતા તે કોઇપણ દુન્યાદારની આગળ પોતાનું માથું નમાવતા નહોતા. આ **શ્રી** કૃષ્ણની ધાર્મિક શ્રેષ્ઠતા છે કે જેની આગળ બ્રાહ્મણો પણ નમી ગયા.

**જરાસંધનું મરણ.**

કૃષ્ણજી પોતાની બહેનનો દેજ લઇને ઇંદ્રિપ્રસ્થ આવ્યા અને અહીં થોડાક દિવસ મુકામ કર્યો અને તેમની મદદથી અર્જુન અને તેમના ભાઇઓએ ખાંડવપ્રસ્થની તમામ જંગલી ને લડાયક જાતોને તાબે કરી. એ જાતો એવી હતી કે તેમને જીતવાની આજ સુધી કોઇ હિંદુ રાજાની હંમત

થઈ નહોતી, કેમકે એ જાતોની સંખ્યા વધારે હતી અને ખરેખરી માથાની ફરેલી ને જીવપર રમનાર હતી. વળી સૌથી વધારે મુશ્કેલી એ હતી કે એમનું રહેઠાણ એવા વન જંગલોમાં હતું જ્યાં કોઈ સુધરેલો ને નાગરિક માણસ શાંતિના વખતમાં પણ રહી શકે નહિ, લડાઈ કરવા જવું એતો મોટી વાત છે. પરંતુ **શ્રી** કૃષ્ણની લડાયક તદબીરો અને બુદ્ધિપૂર્વક કરેલા ઉત્તમ બંદોબસ્તના પ્રતાપે પહેલાં કાંટાવાળાં જંગલો ને વનોનો નાશ કર્યો ને તે પછી તે તીડનાં ટોળાં જેવી જાતોની સાથે લડાઈ શરૂ કરી જેથી તમામ રાક્ષસ લોકો **અર્જુન** ને તેના ભાઇઓના જીતાએલા ને તાબેદાર થઇ ગયા.

આ એક એવી ફતેહ હતી જેણે પાંડવોની ધાક આખા હિંદુસ્તાનમાં બેસાડી દીધી. મોટા મોટા રાજા મહારાજાઓ પાંડવોનું નામ સાંભળીને કાંપતા હતા. કેમકે એમના જેવા વિજયો અને તાત્કાલિક ફતેહો આજ સુધી કોઇ મોટામાં મોટા રાજાને પણ મળી નહોતી. વળી હિંદુસ્તાનના રાજાઓ દબાઈ ગયા તેનું એક કારણ એ પણ હતું કે **શ્રી** કૃષ્ણ જેવા બુદ્ધિશાળી અને ચાલાક ધાર્મિક આગેવાનની એ ભાઇઓને સહાય હતી. એ પાંચે ભાઇઓ **શ્રી** કૃષ્ણની ફોઈના દીકરા હતા. પરંતુ આ સગાઇ સિવાય **શ્રી** કૃષ્ણની સાથે એ પાંચે ભાઇઓને એટલી બધી શ્રદ્ધા હતી અને એટલી બધી તાબેદારી કરતા હતા કે **શ્રી** કૃષ્ણ પણ એ પાંચેથી વધારે કોઇની સાથે પ્રીતિ રાખતા નહોતા.

આ વિજયોથી પાંડવોને ફક્ત એટલોજ લાભ ન થયો કે તેઓના તાબામાં વિસ્તીર્ણ પ્રદેશ આવ્યો બલ્કે સૌથી

મોટો લાભ એ થયો કે જીતાએલી પ્રજા શ્રી કૃષ્ણની યુક્તિઓના કારણથી પાંડવોની તાબેદાર થઇ ગઇ અને એમને એક તૈયાર મોટું લશ્કર હાથ લાગ્યું. એજ જીતાએલી પ્રજામાં માયા નામે એક મોટો શિલ્પ શાસ્ત્રી હતો જેને ઈંજનેરી કામનો મોટો અનુભવ હતો અને એવા અદ્‌ભુત ને ચમત્કારિક મકાનો બનાવી શકતો હતો કે જેની બરાબર હિંદુસ્તાનમાં કોઇ ઠેકાણે મળી શકે નહિ.

જ્યારે માયાને જીવતદાન આપવામાં આવ્યું ત્યારે તેણે ઉપકારની લાગણી પ્રદર્શિત કરવાના ઇરાદાથી પાંડવોને કહ્યું કે “ તમે મારો જીવ બચાવ્યો છે તો તેના બદલામાં હું આપને એક એવું મકાન બાંધી આપવાનું ઇચ્છુંછું જેનો જોટો હિંદુસ્તાનમાં કોઇ પણ રાજાને ત્યાં ન હોય. ”

માયાની દરખાસ્ત કબુલ કરવામાં આવી એટલે તેણે પાંચ હજાર હાથના ક્ષેત્ર ફળની જગામાં એક રંગ મંડપ બનાવ્યું જેના સ્તંભ સોનેરી હતા અને જેમાં ઝવેરાત ને મોતી વાપરવામાં આવ્યાં હતાં. જેના પ્રકાશથી સૂર્ય ને ચંદ્રનું તેજ પણ ઝાંખું થઇ જતું હતું.

જ્યારે આ મકાન તૈયાર થયું ને દૂર દૂરથી રાજા મહારાજાઓ એને જોવા આવવા લાગ્યા. તેઓ જ્યારે મહેલ જોતા ત્યારે દિગ્મુઢ થઈ જતા ને પાંડવોના વૈભવની આગળ માથું નમાવતા હતા તેથી યુધિષ્ઠિર ને તેના ભાઈઓના મનમાં એવી ઇચ્છા થઇ કે હવે રાજ સૂયજ્ઞ કરવો જોઇએ. કે જેથી આ કાર્ય પુરૂં કરીને મહારાજાનો ઇલકાબ ધારણ કરી શકીએ.

રાજ સુયજ્ઞ તે સમયના રાજાઓની એક રીત હતી, જ્યારે કોઇ રાજાની ઇચ્છા મહારાજા થવાની થતી તો પ્રથમ

રાજ સૂયજ્ઞનો સમારંભ રચતો ને હિંદના બધા રાજાઓને નોતરીને તેમની સમક્ષ મહારાજા ધિરાજ પદ ધારણ કરતો હતો. તેનો દસ્તુર એવો હતો કે એક વર્ષ પહેલાં રાજાનો એક ખાસ ઘોડો જંગલમાં છુટો મુકવામાં આવતો હતો ને તે તેની મરજીમાં આવે ત્યાં છુટો ફરતો હતો કોઇની મગદુર નહોતી કે તેને બાંધે અથવા તેના ઉપર સવાર થાય. જ્યારે ઘોડાને આમ સ્વતંત્રતાથી છુટો ફરતાં એક વર્ષ થઈ જતું ત્યારે એમ માનવામાં આવતું હતું કે હવે કોઇ રાજા ઘોડાવાળા રાજાની બરાબરી કરે એવો અથવા એથી મોટો દેશમાં નથી અને એ ઘોડાને પકડવાની અથવા તેના ઉપર સ્વાર થવાની કોઇની હિંમત ન પડી તેથી હવે એ રાજા હિંદના રાજાઓમાં મહારાજા ધિરાજ પદ ધારણ કરવાને લાયક છે.

પાંડુના પાંચે દીકરાઓમાં મોટા ભાઈ યુધિષ્ઠિર ગાદીએ બેસી રાજા કહેવાતો હતો ને ચારે ભાઇઓ તેના મદદગાર હતા. જ્યારે મહેલ તૈયાર થયો ને ઘોડાની રસમ પણ પુરી થઈ ચુકી ત્યારે યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણને વિનંતિ કરી કે "મારો વિચાર રાજ સૂયજ્ઞ કરી મહારાજા ધિરાજ પદ ધારણ કરવાનો છે આપનો શો અભિપ્રાય છે ?" શ્રી કૃષ્ણે ફરમાવ્યું "બેશક ઇશ્વરે તને મુલક, દોલત, શકિત, ફોજ, તાબેદાર ભાઇઓ અને બધો સામાન આપ્યો છે જે એક મહારાજાધિરાજ પાસે હોવો જોઇએ. હવે હિંદમાં કોઇ રાજા તારો બરાબરીઓ નજરે પડતો નથી પરંતુ હજુ એક કાંટો મોજુદ છે, જ્યાં સુધી તેનો નાશ ન થાય ત્યાં સુધી તારૂં મહારાજાધિરાજનું પદ હિંદમાં માનવામાં આવશે નહિ. ને તે જરાસંધ રાજા છે, જેણે મોટા મોટા ખાનદાની ૮૬

રાજાઓને જીતીને સેવક બનાવી રાખ્યા છે ને જેના લશ્કરી બળની એ સ્થિતિ છે કે હું પણ તેનો મુકાબલો કરી શક્યો નહિં ને ઘરબાર છોડી દઇને પરદેશમાં નીકળ્યો. પ્રથમ જરાસંધને નમાવ, ખુદાની સૃષ્ટિને તેની જુલમી કેદથી છોડવ, ત્યારેં તને મહારાજાધિરાજનું પદ શોભા આપશે. ”

યુધિષ્ઠિર આ સાંભળીને ચુપ થઈ ગયો ને તેના હોશકોશ ઉડી ગયા ને તેણે કહ્યું કે “ હે કૃષ્ણ ! જ્યારે તમારા જેવો જાહેર ને ગુપ્ત શક્તિવાળો માણસ જરાસંધની તલવારની સામે ઊભો ન રહી શક્યો તો મારો શો આશરો કે હું તેનો મુકાબલો કરી શકું ? ”

એ સાંભળીને યુધિષ્ઠિરના ચારે ભાઇઓ જુસ્સામાં આવી ગયા ને તેમણે પુરૂષાતનને શોભે તેવાં ભાષણો કર્યાં ને જરાસંધ સાથે લડવા માટે તૈયારી બતાવી એટલે યુધિષ્ઠિરે કહ્યું કે “ મારી નામના ને રાજાધિરાજના ઇલિકાબની લાલચને માટે હું એક આબાદ રાજ્યનો શામાટે નાશ કરૂં ? મારૂં અંતકરણ એ કામને પાપ ગણે છે. ” શ્રી કૃષ્ણે ફરમાવ્યું. “ અમે તારી પ્રતિષ્ઠા ને શહેનશાહી કાયમ કરવા માટે લડવાનું ઇચ્છતા નથી, અમારો ઇરાદો એ છે કે એ જુલમીની પાસેથી બીચારા લાચાર લોકોનો બદલો લેવો જોઇએ કે જેના જુલમની હિંદના દરેક ઘરમાં ચર્ચા ચાલે છે ને જે જુલમોએ હજારોનાં કાળજામાં નાસુર કરી દીધાં છે. હું જરાસંધની સાથે ફોજની લડાઇ નહિ લડું કે જેમાં નિરપરાધી સિપાઇએનું લોહી વહે. મારો વિચાર તો એવો છે કે હું, અર્જુનને ભીમ ત્રણ જણા જરાસંધની પાસે જઇએ ને એકલા તેની સામે મુકાબલો કરીએ. ”

યુધિષ્ઠિરે કહ્યું " તમે ત્રણ માણસો આવા ખુની રાજાનો મુકાબલો શી રીતે કરી શકશો કે જેની પાસે અસંખ્ય ફોજ છે ? " શ્રી કૃષ્ણ બોલ્યા કે " તમારે તેની કાંઇ પરવા કરવી નહિં, તે હું પોતે સમજી લઇશ. મારી સાથે ફક્ત અર્જુન ને ભીમને મોકલો. " યુધિષ્ઠિરે કહ્યું. " મારે કાંઇ વાંધો નથી ખુશીથી એ બંને આપની સાથે આવે. "

શ્રી કૃષ્ણે જ્યારે યુધિષ્ઠિર પાસેથી રજા મેળવી લીધી એટલે અર્જુન ને ભીમને સંસાર ત્યાગી બ્રાહ્મણોનાં જેવાં લુગડાં પહેરાવ્યાં ને પોતે પણ તેવાં લુગડાં પહેર્યાં ને ઇંદ્રપ્રસ્થથી નીકળીને જરાસંધની રાજધાનીમાં ગયા. શહેરના દરવાજાની પાસે જઇને શ્રી કૃષ્ણે ફરમાવ્યું. " અમે આ દરવાજાથી દાખલ થઇશું નહિ, કેમકે એમ કરીએ તો શાંતિ રાખવાનો જુમ્મો અમારે માથે વોહોરી લેવો પડશે ને અમે જરાસંધના તાબેદાર થઇ જઇશું. માટે શહેરમાં હરીફ ને શતરૂની પેઠે જવું જોઇએ, કેમકે બહાદુર પુરૂષો કદી પણ ન્યાયથી ચલાયમાન થતા નથી. " અર્જુનને ભીમે શ્રી કૃષ્ણનો અભિપ્રાય માન્ય રાખ્યો ને તેમણે શહેરના કોટની એક પ્રદક્ષિણા કરી એટલે એક સ્થળે એમને એક ઊંચો ટેકરો દેખાયો જે કોટથી લાગેલો હતો. એ ત્રણે જણા એ ટેકરાપર ચડયા ને ત્યાંથી કોટપર ઉતરી પછી શહેરમાં દાખલ થયા. એમનો વેશ બ્રાહ્મણો જેવો હતો પરંતુ ક્ષત્રિયોની પેઠે ફૂલના હાર ગળામાં હતા ને શરીરે પણ અત્તર ચોપડેલું હતું એઓ સીધા જરાસંધને મહેલે ગયા ને દરવાનોને કહ્યું કે " અમારે રાજા સાથે મળવું છે. "

આ સમયમાં બધા રાજાઓ ભિક્ષુક ને સાધુઓને માન આપતા હતા ને તેમની પરોણાગત પોતાની ફરજ સમજતા

હતા. એટલે જરાસંધ બ્રાહ્મણોનું આવાગમન સાંભળી, દોડીને મહેલને દરવાજે આવ્યો અને આ અદ્‌ભુત બ્રાહ્મણોને જોઇને પ્રથમ તો નવાઇ પામ્યો ને મનમાં કહેવા લાગ્યો કે "એમનો પોશાક તો બ્રાહ્મણો જેવો છે પરંતુ કુસુમોના હાર ક્ષત્રિયોના જેવા છે." પરંતુ તેણે પોતાનું આશ્ચર્ય જાહેર કર્યું નહિ ને બ્રાહ્મણોના પાદ પૂજન માટે નમવાનું ઇચ્છયું એટલે કૃષ્ણજીએ કહ્યું. "અમે તારી પૂજા માન્ય રાખી શકતા નથી કેમકે અમે તારા શત્રુ છીએ ને દુશ્મનીના ઇરાદાથી આવ્યા છીએ અને એટલા માટેજ અમે આ શહેરના દરવાજામાંથી આવ્યા નથી પણ શત્રુની પેઠે કોટ કુદીને અહીં આવ્યા છીએ."

જરાસંધે જ્યારે આ વાત સાંભળી ત્યારે બોલ્યો "મેં કદી તમને દુઃખ દીધું નથી તો તમારી દુશ્મનીનું શું કારણ છે હું તો રાત દિવસ ધર્મ ને ન્યાયનાં કામો કરૂંછું."

**શ્રી** કૃષ્ણે ઉત્તર આપ્યો કે "શું તારો ન્યાય એજ છે કે ઘણા રાજાઓને કારણ વિના હરાવીને કેદ કરી રાખ્યા છે? અને માનવંતા પુરૂષો પાસે એવાં કામો કરાવે છે જે પશુઓ પાસે પણ લેવાય નહીં? તારાં જુલ્મી કૃત્યો જગતમાં પ્રસિદ્ધ છે ને તે છતાં તું પોતાને નિરપરાધી ગણે છે અમે ધર્મ ને ન્યાયની ખાતરજ તારી સાથ લડવા આવ્યા છીએ અને ધર્મ માટેજ લડતા રહેવું અમારા જીવતરની ફરજ છે. અમને ઇશ્વરે શક્તિ આપી છે કે બાહુબળથી ને અમારા હથીઆરોના હુનરથી ધર્મ ને ન્યાયનું રક્ષણ કરીએ ને તારા જેવા લૂટફાટ નાંખનાર રાજાને શિક્ષા કરીએ. હે જરાસંધ! તારે જાણવું જોઇએ કે અમે ત્રણે બ્રાહ્મણો નથી બલ્કે ક્ષત્રિય છીએ. મારૂં નામ કૃષ્ણ છે ને

આ બંને મારા સોબતીઓ પાંડુના પુત્રો અર્જુન ને ભીમ છે. કાંતો બધા તારા જુલમથી કેદ થએલા રાજાઓને છોડી દે કે જે તારી કેદમાં નરક જેવું દુઃખ વેઠે છે અને નહિ તો અમારી સાથે કુસ્તી કર. એનો વિચાર ન કરીશકે અમે અહીં એકલા છીએ અને તારા સાથે અસંખ્ય લશ્કર છે. કેમકે અમે ધર્મ ને ન્યાય માટે લડવા આવ્યા છીએ. ઇશ્વરની ગુપ્ત ફોજો અમારાં અંતઃકરણ ને મનસુબાઓમાં મોજુદ છે. જેના બળ ઉપર અમને વિશ્વાસ છે કે અમે તને હરાવીશું ને તું અમારા હાથે જરૂર મરણ પામીશ. અમે બીજી વખત કહીએ છીએ ને સમજાવીએ છીએ કે પોતાનાં નઠારાં કામોથી દૂર થા, ઇશ્વરની બીક રાખ, આ કેદીઓને છોડી દે અને પોતાનો નાશ ન કરાવ."

શ્રી કૃષ્ણનું આ ભાષણ સાંભળીને જરાસંધ હસ્યો ને બોલ્યો "હે કૃષ્ણ! તું જાણે છે કે મેં આ રાજાઓને લડાઇમાં હરાવીને કેદ કર્યા છે તો હું તારી ધમકીઓથી બી જઇને એમને શી રીતે છોડી દઉં? હું બહાદુરછું, બહાદુર પિતાનો પુત્ર છું, તારા જેવો ઢીલો ને નાસેડુ નથી કે આ બધી વાતોથી બી જાઉં. તારી ઇચ્છા હોય તો પોતાની ફોજોને બોલાવ, તારી ફોજો આવે ત્યાં સુધી મારી પરોણા ચાકરીનો સ્વીકાર કર અને ઇચ્છા હોય તો તું એકલો અથવા ત્રણે જણ મારી સાથે લડી લો હું કોઈ પણ રીતે પાછો પડનાર નથી."

શ્રી કૃષ્ણે જવાબ આપ્યો "ફોજો બોલાવવાની કાંઈ અગત્ય નથી અમે બીજાનું લોહી વહેવડાવવાનું ઇચ્છતા હોત તો મોટાં મોટાં લશ્કર લાવી શકત પરંતુ અમે તો ધર્મ ને ન્યાયને માટે આવ્યા છીએ અને એકલાજ લડવાનું ઇચ્છીએ

છીએ અને તેથી એ ન્યાય પુરઃસર નથી કે અમે ત્રણ હોઇએ ને તું એકલો. અમારાથી એક જણને પોતાના મુકાબલા માટે પસંદ કરતેજ તારી સાથે લડશે ને બાકીનાં બે ઉભા રહીને તમાશો જોશે ને જો તેં તારા હરીફને મારી નાંખ્યો તો તું વિજયીને અમે પરાજિત, ને તને પછાડયો તો આ બધો મુલક અમારો ને અમે એના ધણી, જે અમારી મરજીમાં આવે તે કરીએ. ”

જરાસંધે કહ્યું “ મને આ વાત મંજુર છે. તમે ત્રણમાંથી કોણ મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરશે? ” **શ્રી** કૃષ્ણે જવાબ આપ્યો ” તુંજ અમારામાંથી એકને પસંદ કરી લે “ એ સાંભળીને જરાસંધે ત્રણે જણાને જોયાં અને કહ્યું કે “ **અર્જુન** ને કૃષ્ણ ઘણાજ પાતળા દુબળા ને કમ તાકત જણાય છે. એઓ મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને લાયક નથી. હા, **ભીમ** એવો દેખાય છે કે થોડાક સમય સુધી મારી સાથે લડી શકે. ”

અર્થાત **ભીમ** ને જરાસંધનું દ્વંદ્વ યુદ્ધ નક્કી થયું ને જરાસંધના બધા ભાઇઓ, દીકરાઓ ને સરદારો વર્તુલાકાર બેસી ગયા ને બ્રાહ્મણોએ પંક્તિમાં ઉભા રહીને જરાસંધના વિજય માટે મંત્રો જપવા માંડયા. હવે જરાસંધ તાજ ઉતારી કુસ્તીનાં લુગડાં પહેરી અખાડામાં આવ્યો. આ તરફથી **ભીમ** પણ તૈયાર થઇ સામે ગયો અને **અર્જુન** તથા **શ્રી** કૃષ્ણ તમાશગીરોમાં બેસીને તમાશો જોવા લાગ્યા. કુસ્તી શરૂ થઈ અને સવારથી સાંજ પડી પણ કોઇની હાર જીત થઇ નહિ. સાંજરે અખાડો બંધ કરીને બીજે દિવસે પાછી કુસ્તી શરૂ થઇ. એવી રીતે ચૌદ દિવસ સુધી લાગ લાગટ કુસ્તી ચાલુ રહી પણ પરિણામ કાંઇ આવ્યું નહિ

ચૌદમે દિવસે જરાસંધ થાકી ગયો તેને શ્વાસ ચડયો ને થાકથી લડતાં લડતાં બેસી ગયો. જરાસંધ બેઠો કે **ભીમે** તેનાપર હુમલો કરવાની ઇચ્છા દેખાડી એટલે શ્રી કૃષ્ણજીએ **ભીમ**ને કહ્યું કે " ખબરદાર થાકેલા શત્રુપર હાથ ચલાવવો યોગ્ય નથી. " **ભીમે** જવાબ આપ્યો. " જરાસંધ પોતાને શ્રમિત થએલો માન્ય રાખતો નથી અને લડવા માટે તૈયાર છે તેથી હું તેને કેમ જવા દઉં. " હવે જરાસંધ પાછો ઉભો થયો ને **ભીમ**ને બાઝીને કુસ્તી કરવા લાગ્યો પરંતુ આ વખતે **ભીમે** જરાસંધને પૃથ્વી ઉપર જોરથી પછાડયો કે એ ભાગ્યહીન મરણ પામ્યો ને એકજ પછાડીમાં એનો આત્મા નરકમાં દાખલ થઇ ગયો. જરાસંધના મરતાંજ દરબારના અમીરો ભાઇઓ અને દીકરાઓએ એ ત્રણેની આગળ પોતાનાં માથાં નમાવી દીધાં ને એમનો વિજય કબુલ કર્યો.

કેવો સત્યયુગ હતો, કે કોલ કરાર ને ઠરાવને વળગી રહેવા માટે કમજોર અને નિરાશ્રિત દુશ્મનોની ફતેહ તે લોકોએ કબુલ કરી લીધી. જેમનામાં એટલી શક્તિ હતી કે એ ત્રણેને મસળી નાંખત પરંતુ તેમણે એવું ન કર્યું ને જરાસંધના કોલકરાર પર દૃઢ રહ્યા.

જરાસંધ મરાયો. એટલે શ્રી કૃષ્ણે **ભીમ** ને અર્જુનને રથમાં બેસાડયા ને પોતે સારથિ થયા ને રથ હાંકીને વિજયીની પેઠે કિલ્લામાં દાખલ થયા ને પ્રથમ જે રાજાઓ જુલમથી કેદમાં હતા તેમને છુટા કર્યા ને પછી એક સ્થળે મુકામ કર્યો. મુક્ત થએલા કેદીઓએ નજરાણાં આપ્યાં ને ઉપકારની લાગણી પ્રદર્શિત કરી એટલે શ્રી કૃષ્ણે ફરમાવ્યું

કે " રાજા યુધિષ્ઠિર રાજસુયજ્ઞ કરવાની ઇચ્છા રાખે છે. તમને લાયક છે કે તેમાં શામિલ થાઓ ને રાજી ખુશીથી યુધિષ્ઠિરના રાજાધિરાજના પદની આગળ માથું નમાવો. " બધાએ કબુલ કર્યું ને રાજસુયજ્ઞમાં હાજર થવાનું માન્ય કર્યું. જરાસંધ રાજાનો દીકરો સહદેવ પણ નજરાણું લઇને **શ્રી** કૃષ્ણની સેવામાં હાજર થયો એટલે **શ્રી** કૃષ્ણ ઉભા થઈ ગયા ને પોતાને હાથે તેના કપાળમાં તિલક કર્યું ને પિતાના તખ્તપર બેસાડયો ને દેશનો મુગટ તેને સોંપીને પોતે ઇંદ્રપ્રસ્થ તરફ રવાના થયા.

## કથા ૫.

### પ્રકાશનો ઉભરો.

છેવટે તે સમય આવી ગયો જેમાં **શ્રી** કૃષ્ણને પોતાનો ગુપ્ત તેજ દેખાડવાની જરૂર હતી ને જે માટે ઇશ્વરે એમને હિંદુસ્તાનમાં મુકરર કર્યા હતા.

એ વખતે હિંદુસ્તાનના બધા રાજ્યકર્ત્તાઓ અને બધી પ્રજાઓ ભિન્ન ભિન્ન પ્રકારનાં પાપો અને અજ્ઞાનતામાં ફસાએલાં હતાં. એમનામાં સદગુણ થોડા હતા અને દુર્ગુણ વધારે. એમનો અહંકાર, એમનો ગર્વ, એમની લોકોને પીડવાની ટેવો, જુલમો ને દગાફટકા, હદથી વધી ગયાં હતાં અને ઇશ્વરની ઇચ્છા હતી કે એમનાં નઠારાં કૃત્યોને એમનાજ હાથે પાયમાલ કરે. એની મરજી હતી કે જે તલવારો વડે જુલમી રાજ્યકર્ત્તાઓએ નિરપરાધીઓને માર્યા હતા તે એમને હાથેજ જખે થાય અને જગતને દેખાડી આપે કે ઇશ્વર નિર્દયતા, હક દબાવી પડવાપણું, અભિમાન ને ગર્વને પસંદ કરતો નથી અને જ્યારે કોઇ કામ હદથી આગળ વધવાની ઇચ્છા કરે છે ત્યારે તેમનાપર પોતાનો કેર વરસાવી મૂકે છે

અને એ ફેરનાં એવાં રૂપો હોય છે જેવાં તે વખતના હિંદુસ્તાનના લોકોએ જોયાં.

**શ્રી** કૃષ્ણનું શરીર ખરૂં પૂછો તો ઇશ્વરની તરફથી જુલમીઓનો નાશ કરવાને માટે હતું અને જ્યાં સુધી તે જીવ્યા ત્યાં સુધી તેમણે ઇશ્વરે નક્કી કરેલી સેવા કરી. આરંભમાં કંસનો એમના હાથથી નાશ થયો, પછી જરાસંધનો નાશ થયો, તે પછી દુર્યોધનનો વારો આવ્યો, જે આ વખતે હિંદુસ્તાનનો સૌથી મોટા પાપી ને અપરાધી હતો ને જેના કારણથી અસંખ્ય માણસોમાં પાપ કરવાની વૃત્તિએ વધારો કર્યો હતો.

**શ્રી** કૃષ્ણની લડાઇનો તમાશો મથુરામાં જોઇ ચુકયા, જરાસંધના કતલખાનાની સેલ કરી હવે આવો જરા દુર્યોધન પરની ચડાઇ પણ જુઓ ને તે મોટી લડાઇની હકીકત વાંચો જેનું નામ મહાભારત છે ને જેની ખ્યાતિ **શ્રી** કૃષ્ણની પાનીને ચોંટેલી અનાદિ કાળ સુધી કાયમ રહેશે.

મેં આ પ્રકરણનું નામ પ્રકાશનો ઉભરો એટલા માટેજ રાખ્યું છે કે **શ્રી** કૃષ્ણજીની જિંદગીનો આ ભાગ અદ્દભુત ભેદો અને ઉમરાઓનો છુપો સમય હતો. આ કથામાં **શ્રી** કૃષ્ણનાં બધાં મોટાં મોટાં કામો છે. આ કથામાં તે ભાષણને, તે ઉપદેશને, તે સંવાદને જાહેર કરવાનો સમય પ્રાપ્ત થયો છે જેનું નામ ગીતા છે અને જે આજે હિંદુસ્તાનની ફિલસુફીનું પ્રખ્યાત પુસ્તક છે જેની આગળ યુરોપ અને અમેરિકાએ પણ વિદ્યાની આટલી સાંસારિક ચડતી છતાં માથું નમાવી દીધું છે.

આ કથામાં **શ્રી** કૃષ્ણના જીવતરના છેલ્લા ભાગનું વર્ણન

છે અને મરણની હકીકત છે ને આ કથા ઉપર આ પુસ્તકનો પહેલો ભાગ પુરો થઇ જશે ને બીજા ભાગ માટે ઇશ્વરથી અરજ કરવામાં આવશે કે તે મને હિંમતને સલાહ આપે કે હું ગીતાનો ખુલાસો ને તે ઉપર સમાલોચન કરી શકું ને શ્રી કૃષ્ણની જિંદગી પરથી તે પરિણામો ઉપજાવી દેખાડું જે હિંદુસ્તાનના લોકોને તેમાં ખાસ કરીને મુસલમાનોને ફાયદાકારક હોય ને જે વડે એમના કૃત્યોના સરીઆમ રસ્તામાં એક પહોળા રસ્તાનો વધારો થાય ને હિંદુસ્તાનની જાતો પરસ્પર પ્રીતિથી રહેવાનું શીખે જે સ્વરાજ્ય મેળવવાની એક અગત્યની શરત છે.

**લડાઇનો દરવાજો રાજસુયજ્ઞની તૈયારીઓ.**

શ્રી કૃષ્ણ અર્જુન ને ભીમ જરાસંધને કતલ કરીને ઇંદ્રિપ્રસ્થમાં પાછા ફર્યા. એટલે યુધિષ્ઠિરરાજા અને બધા દરબારી અમીરોને આ વિજયથી ખુશી થઇને વિજયીઓને સાથે લેવા ઘણી ધામધુમથી ગયા. જ્યારે વિજયનો આનંદ થઇ રહ્યો ત્યારે શ્રી કૃષ્ણે ફરમાવ્યું “ હે યુધિષ્ઠિર ! હવે રાજસૂયજ્ઞનો વખત આવી પોંહોંચ્યો. તું હિંદુસ્તાનના બધા રાજાઓને તેડાં મોકલ, ને આ મોટા સમારંભની તૈયારીઓ કર.” યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણની આજ્ઞા પ્રમાણે રાજસૂયજ્ઞની તૈયારી કરવા માંડી ને જે ભપકાથી આ સમારંભ થવાનો હતો તેને છાજે તેવી રીતે ઘણીજ અને કીમતી વસ્તુઓ એકઠી કરવા માંડી કે જે ભપકો ને વૈભવ દેખાડવા તથા પરોણાની આગતાસ્વાગતા માટે જરૂરની હતી. દેશેદેશના રાજાઓના દરબારમાં એલચીઓ મોકલ્યાં ને ઇંદ્રપ્રસ્થને શણગારવાની તૈયારીઓ ચાલુ કરી.

નક્કી કરેલા સમયે યુધિષ્ઠિરના કાકા ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, બધા મિત્રો. દ્રોણ, દુર્યોધન ને કર્ણ આદિ આવી ગયા. બહારના પરોણાઓમાં હિંદુસ્તાનનો કોઇ રાજા બાકી રહ્યો નહિ દ્રાવિડ અને સિંહાલયના રાજા, કાશ્મિરના રાજા, બંગાળાના રાજા, માળવા ને સિંધના રાજા બધા આ સમારંભમાં એકઠા થયા અને કોઇપણ પ્રખ્યાત રાજકર્તા બાકી રહ્યો નહિ કે જે યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં શામિલ થયો નહોય.

જ્યારે બધો સમારંભ તૈયાર થઇ ગયો. ધાર્મિક અને સાંસારિક સરદારો પોતપોતાની જગાએ બેશી ચુકયા એટલે ભીષ્મ પિતામહે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

" હે યુધિષ્ટિર ! બધી તૈયારીઓ પરિપૂર્ણ થઇ ચુકી. હવે યજ્ઞનો વિધિ શરૂ કરવો જોઇએ. અને તે એ છે કે સૌથી પહેલાં તું તે માણસને અર્ધ્ય આપ જે આ સમારંભમાં સૌથી વધારે માનનીય પુરૂષ હોય. (અર્ધ્ય કેટલીક વસ્તુઓના જથાનું નામ છે જેમાં સુખડનો વહેર, ફૂલ ને વનસ્પતિ વગેરે વસ્તુઓ હોય છે જે ભેટના સ્વરૂપમાં આગળ ધરવામાં આવે છે ) તે પછી હોમ કરનાર પંડિતોની સામે, પછી વહેવાઇઓની આગળ, પછી વિરાગી બ્રાહ્મણોની આગળ, ને તે પછી મિત્રો ને રાજાઓને અર્ધ્ય આપવામાં આવે છે. "

યુધિષ્ટિરે પૂછ્યું " હે દાદા ! તમે બતાવો કે આ મંડળીમાં એવો કયો પુરૂષ છે જે બધા પધારેલા લોકો કરતાં વધારે પ્રતિષ્ઠાને લાયક હોય કે જેથી હું પ્રથમ તેને અર્ધ્ય આપું "

**ભીષ્મ** પિતામહે કહ્યું. " શ્રી કૃષ્ણ કરતાં મોટી પદવી-વાળો કોઇ પણ માણસ અહીં નથી તું તેમનેજ પ્રથમ અર્ધ્ય આપ. " આ ફેંસલો સાંભળીને યુધિષ્ઠિર ઉભો થયો ને બધા દરબારીઓએ કહ્યું—" ઘણું સારૂં, ઘણુંજ યોગ્ય." અર્થાત દરેક માણસે **ભીષ્મ** પિતામહના વિચારને સંમતિ આપી ને **શ્રી** કૃષ્ણને આ ઉત્તમ પદવી માટે કબુલ રાખ્યા. પરંતુ **શ્રી** કૃષ્ણની ફોઇનો દીકરો છેદીનો રાજા **શિશુપાળ** જે **જરાસંધનો** સેનાપતિ હતો ને **શ્રી** કૃષ્ણની સાથે જેને ઘણીક લડાઇઓ થઈ ચુકી હતી ને જેની માંગેલી રાણી રૂકિમણીનું **શ્રી** કૃષ્ણ હરણ કરી ગયા હતા તે ગુસ્સે થઇને ઉભો થઇ ગયો તે **ભીષ્મ** તથા **કૃષ્ણને** અપ શબ્દ કહેવા લાગ્યો.

શિશુપાળે કહ્યું " **ભીષ્મના** અભિપ્રાયથી હું વિરૂદ્ધ છું. કૃષ્ણ કદી પણ આ માન ને પદવીનો નથી જેવો **ભીષ્મે** તેને સમજ્યો છે અને કહ્યો છે. જો વય ઉપર વિચાર કર-વામાં આવે તો ખુદ **શ્રી** કૃષ્ણનો પિતા વસુદેવ અહીં હાજર છે. ધૃતરાષ્ટ્ર, દ્રુપદ ને **ભીષ્મ** પિતામહ જેવા વૃદ્ધ માણસો અહીં હાજર છે. જો વિદ્યા હુનર જોવા હોય તો દ્રોણા-ચાર્ય કૃપાચાર્ય, **અશ્વસ્થામાને** મોટા મોટા પંડિતો હાજર છે. જો વીર પુરૂષો જોવા હોય તો કૃષ્ણ કરતાં ઘણા વધારે બળવાન ને બહાદુર લડવૈયા અહીં મોજુદ છે. કૃષ્ણ મોટો નથી, તેની ઉમર મોટી નથી, તેમજ તે કોઇ બળવાન વીર પુરૂષ નથી. બલ્કે તે મહાન દગાબાજ ને ફરેબી માણસ છે. જેણે પોતાના મામા કંસને મારી નાંખ્યો, જેણે જરાસંધને દગાથી મારી નાંખ્યો, માટે કૃષ્ણને બધા દરબારીઓથી શ્રેષ્ઠ ગણવાનો **ભીષ્મનો** અભિપ્રાય ખરૂં પુછો તો હાજર રહેલા બધાઓનું અપમાન કર્યા બરાબર છે. અને **ભીષ્મે** જાણી

જોઇને આ પગલું ભર્યું છે. તેમજ યુધિષ્ઠિર પણ અપરાધી છે કે તેને ધાર્મિક અને સત્યવાદી હોવાનો મોટો દાવો છે પરંતુ ભીષ્મ ને કૃષ્ણની ખુશામદથી તેણે પણ આ ફેંસલો કબુલ રાખ્યો ને અર્ધ્ય આપવા તૈયાર થઇ ગયો. હું કહું છું. કૃષ્ણ પોતે આ વખતે સૌથી વધારે અપરાધી છે જેણે આ વાતો સાંભળી ને યુધિષ્ઠિરની તૈયારી જોઇ પરંતુ એટલું ન કહ્યું કે નહિ નહિ હું એ માનને લાયક નથી. એથી જણાય છે કે કૃષ્ણ શેખી ને દંભની ખોટી આબરૂ ઇચ્છે છે ને તે તેનો ભૂખ્યો છે. ”

શિશુપાળ બોલી રહ્યો એટલે ભીષ્મ પિતામહે ઉભા થઇને જવાબ આપ્યો. “ તને વાંધો લેવાનો કંઇ હક નથી. તું શ્રી કૃષ્ણનો છોડી મુકેલો એક ગુલામ છે. શું તને કાલની વાત પણ યાદ નથી કે શ્રી કૃષ્ણે તારા સ્વામી જરાસંધને કતલ કરી બધા દેશ ઉપર પોતાનો કબજો કર્યો હતો, પણ તેમણે રાજ્ય પાછું તમને સોંપી તમોને જીવતદાન આપ્યું. શું તું નથી જાણતો કે ક્ષત્રિય રાજાઓના રિવાજ પ્રમાણે એવો વિજયી માણસ પરાજિત થએલાઓનો ગુરૂ ગણાય છે. કૃષ્ણ ફક્ત કુટુંબથીજ ક્ષત્રિય કુંવર નથી બલ્કે તે એવો ક્ષત્રિય રાજા છે જેણે સેંકડો ક્ષત્રિયોને જરાસંધના જુલમથી બચાવ્યા છે. તે રાજ્ય સંબંધી ને લડાઇ સંબંધી કાબેલીઅતમાં અમો બધાં કરતાં ચડીઆતો છે ને અમો સૌ કરતાં વેદનો વધારે જ્ઞાતા છે. તેનામાં ઇશ્વરની એટલી બધી શક્તિઓ ને ગુણો એકઠાં થયાં છે જેટલાં અમારામાંથી કોઇ પણ એકમાં નથી. તે માટે હું ફરી જોરથી કહું છું કે શ્રી કૃષ્ણજ આ ઉત્તમ ને સર્વોપરિ માનને લાયક છે. ”

શિશુપાળ એ સાંભળીને ઉભો થયો ને પોતાના સાથી-

ઓને લઇને દરબારથી બહાર જતો રહ્યો. પરંતુ યુધિષ્ઠિર તખ્તથી નીચે ઉતર્યો ને બહાર જઇને શિશુપાળને ઘણી મહેનતે મનાવી લાવ્યો. કેમકે શિશુપાળ યુધિષ્ઠિરનો મસીઆઇ ભાઇ હતો. યુધિષ્ઠિરના માનું નામ કુંતી હતું ને શિશુપાળની માનું નામ સ્પૃહા હતું એ બંને વસુદેવની બેહેનો હતી કે જે વસુદેવ શ્રી કૃષ્ણના પિતા હતા.

શિશુપાળ યુધિષ્ટિરના આગ્રહથી પાછો દરબારમાં આવ્યો ને દરબારની રસમો શરૂ થઇ. યુધિષ્ટિર ઉભો થયો ને તેણે ભીષ્મના કહેવા પ્રમાણે પ્રથમ શ્રી કૃષ્ણની આગળ અર્ધ્ય મૂક્યું. તે જોતાંજ ફરી પણ શિશુપાળે ભીષ્મ ને શ્રી કૃષ્ણને અપ શબ્દોથી વખાવી લીધા. જેથી ભીષ્મ ને શ્રી કૃષ્ણના હીમાયતીઓને ક્રોધ ચડયો ને દરબારમાં વાદ વિવાદ શરૂ થયો. એક તરફ શ્રી કૃષ્ણને વખાણનારા તેમની સ્તુતિ કરતાં હતાં ને બીજી તરફ શિશુપાળ તેમની નિંદા કરતો હતો. શિશુપાળે શ્રી કૃષ્ણનાં ઘણાંક દૂષણ મીઠું મરચું ભભરાવીને હાજર રહેલા લોકોને ગણાવ્યા. પરંતુ તેમના વ્યભિચાર વિષે એક શબ્દ પણ તેણે કહ્યો નથી. એથી જણાય છે કે જો શ્રી કૃષ્ણ આરંભમાં ગોપીઓની સાથે વ્યભિચાર કરતા હોત તો આજે શિશુપાળ એ જાહેર કરવામાં ચુક કરત નહિ. કેમકે આ સૌથી મોટો ગુનોહ ને તોહમત તેના હાથમાં આવત જેનો જવાબ શ્રી કૃષ્ણને તેમના સહાયકોની પાસે કોઇ પણ નહોત.

જ્યારે શિશુપાળની અસભ્યતા હદથી વધી ગઈ ત્યારે અર્જુન તલવાર ખેંચીને ઉભો થયો ને તેણે કહ્યું કે "હવે જો કોઇએ એક શબ્દ સરખો પણ શ્રી કૃષ્ણની વિરૂદ્ધ અસભ્યતાથી કહ્યો તો હું તેનું માથું ફોડી નાંખીશ."

શ્રી કૃષ્ણે અર્જુનનો હાથ ઝાલીને બેસાડી દીધો, ને કહ્યું " તમે છાના રહો. જ્યારથી આ ઝઘડો શુરૂ થયો હતો ત્યારથી શ્રી કૃષ્ણ ચુપ બેસી રહી મંદ હાસ્ય કરતા હતા. તે કોઇ વાતમાં દખલ દઇ કાંઈ બોલ્યા નહોતા, પરંતુ જ્યારે અર્જુન ઉભો થવા લાગ્યો ને શિશુપાળે પોતે કહ્યું કે " કૃષ્ણ કેમ ઉભો થતો નથી જો તે ખરેખરો બહાદુર છે અને તેના ખુશામતીઓ તેના વખાણમાં આકાશ પાતાળ એક કરી રહ્યા છે તેવોજ જો તે વાસ્તિક હિંમતવાળો પણ છે તો જરા સામે આવીને બે હાથ દેખાડે, હું પણ જોઉં કે તેને લડાઇના કયા કયા હુનર યાદ છે અથવા તમે એમજ તેને આકાશપર ચડાવી મૂક્યો છે. "

શ્રી કૃષ્ણે આ વાકય સાંભળ્યું એટલે સ્ફુરતાથી ઉભા થયા, તલવાર મ્યાનમાંથી ખેંચી લીધી અને ફરમાવ્યું— " બસ બસ થઇ ચુકયું. પોતાની શક્તિના બહાર જવાની તમારી રીત જોઇ લીધી. હવે તમે તલવારનો ફેંસલો ચાહો છો તો લો હું હાજર છું. મનનો લહાવો પુરો કરો. પોતાના કૃત્યમાં કાંઈ કચાશ ન રાખો. તમે અત્યાર સુધી જે કાંઈ કહ્યું છે તે સત્ય છે કે અસત્ય તે એની મેળે જણાઇ આવશે. " શિશુપાળ પણ તૈયાર થઇને આગળ આવ્યો ને ત્યાં દરબારમાંજ તલવારો ખેંચાઇ. દરેકના પક્ષકારો હારબંધ તમાશો જોવા ઉભા રહ્યા. પહેલો ઘા શિશુપાલે કર્યો ને શ્રી કૃષ્ણે ઘણીજ બેપરવાઇથી તેને ઢાલ ઉપર રોકયો. તેમના મુખ ઉપર જરા પણ ગભરામણ દેખાતી નહોતી ને તે પોતાના ખુનખાર શત્રુની આગળ એવી રીતે ઉભા રહીને હસતા હતા જાણે કાંઇ બનતુંજ નથી. શિશુપાળ જ્યારે કેટલાક ઘા કરી ચુક્યો તો શ્રી કૃષ્ણે ફરમા-

વ્યું " લે હવે સાવધ થઇ જા વખત આવી પહોંચ્યો, બચાવની તદબીર કર કેમકે મારી તલવાર નીકળે છે " શિશુપાળે ઘણીજ બહાદુરીથી દુશ્મનના હુમલાને રોકવાની કોશિશ કરી. પરંતુ શ્રી કૃષ્ણના કાળરૂપી પહેલાજ તમાચાએ તેના બે કડકા કરી નાંખ્યા ને જે મૂર્ત્તિ એક કલાક પહેલાં દરબારમાં ફરી ફરી ને ગર્જના કરતી હતી અને અપશબ્દો બકતી હતા તે બે કડકા થઇને ધરતી ઉપર આળોટવા લાગી. એ વખતે બધો દરબાર એકે અવાજે બોલી ઉઠયો. શ્રી કૃષ્ણચંદ્રજીની જય. બોલો શ્રી કૃષ્ણચંદ્રજીની જય.

જ્યારે આ વિગ્રહનો ફેંસલો થઇ ગયો એટલે યુધિષ્ઠિર શ્રી કૃષ્ણ અને બધા દરબારીઓએ માન ને પ્રતિષ્ટા પૂર્વક શિશુપાળની લાશ ઉપાડી ને અગ્નિદાહ કર્યો. ને તેના દીકરાને રાજતિલક કરી તેની જગાએ સ્થાપ્યો ને એવી રીતે રાજસૂયજ્ઞની ઉત્તમ રીતે સમાપ્તિ થઇ. પરંતુ કંકાસનો દરવાજો ઉઘડયો. એક તરફ શિશુપાળના પક્ષના લોકો મનમાં ઇર્ષ્યા બળતાં ગયા, બીજી તરફ દુર્યોધન પોતાના પિતરાઇ ભાઇની આ [illegible] જાહો ચડતી જોઇને ઇર્ષ્યાથી અંગારાપર આળોટવા લાગ્યો ને વિચાર કરવા લાગ્યો કે કોઇ પણ રીતે આ પાંડુના છોકરાઓને ધુળમાં રગદોળવા જોઇએ.

**જુગટાની જીવલેણ બાજી.**

દરબાર પછી શ્રી કૃષ્ણ દ્વારકે ગયા ને બધા પરોણાઓ પોત પોતાને દેશ ગયા. પરંતુ દુર્યોધન વગેરે કેટલાક જણા થોડા દિવસ યુધિષ્ઠિરની પાસે રહ્યા ને ત્યાંજ તેમણે કાવતરૂં રચ્યું, જેમાં યુધિષ્ઠિરને તેના બધા ભાઇઓના રાજપાટનો નાશ કર્યો.

આ કથાના આરંભમાં વાંચ્યું હશે કે તે વખતના રાજાઓમાં મોટાં મોટાં દૂષણો હતાં. અજ્ઞાનતા, ઇર્ષ્યા, ને અહંકારના દૃષ્ટાંતતો હમણા જોયાં કે એક ભાઇ શિશુપાળ પોતાના ભાઇ કૃષ્ણની ઉન્નતિ ન જોઇ શકયો ને ફોકટ જીવ ખોઈ બેઠો. હવે બીજો દાખલો સાંભળો, ને આ રાજાઓની મૂર્ખતાની હકીકતથી વાકેફ થાઓ. તેઓ એમ માનતા હતા કે કોઈ રાજા જુગટું રમવાની દરખાસ્ત કરે તો તેને ના કહેવામાં હીણપત ગણાતી હતી ને તરત જુગટું રમવા બેસી જતો. તે પ્રમાણે દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમવાનું કહ્યું ને યુધિષ્ઠિરે ખોટા માનના આવેશમાં તે નાકબુલ કર્યું નહિ ને જુગટું રમવા બેસી ગયો. પહેલી વખતે હાર્યો તો દેશની તમામ રોકડ દુર્યોધનની થઇ ગઇ. બીજી બાજી હાર્યો તો બધો સર સામાન ને રાજ દુર્યોધનને આપવાં પડયાં. ત્રીજી બાજીમાં પોતાનો ને પોતાના ચારે ભાઇઓનો જીવ પણ હાર્યો. ચોથી બાજીમાં અર્જુનની વહાલી સ્ત્રી દ્રૌપદીને હોડમાં મૂકી ને તે પણ હાર્યો. દુર્યોધનને તેના સંગાથીઓ રાજી રાજી થઇ ગયા ને યુધિષ્ઠિરને તેના ભાઇઓ પર આફત આવી પડી. પરંતુ શું થઇ શકે ? હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. દુર્યોધને દરેક વસ્તુ ઉપર કબજો કરી લીધો ને ભર્યા દરબારમાં બધાની વચ્ચે દ્રૌપદીને બોલાવીને તેનાં ચીર ખેંચ્યાં ને ઘણી નિર્લજ રીતે દ્રૌપદીનું અપમાન થતું પોતાની નજરે જોયું. યુધિષ્ઠિરને તેના ભાઇઓ આ તમાશો જોઇ રહ્યા હતા પરંતુ પોતાના બોલની ખાતર કાંઇ કરી શકતા નહોતા. દ્રૌપદીએ વિલાપ કર્યો, તેણે બુમો પાડી, પોતાના મદદગારોને બોલાવ્યા. તે બુમો પાડવા લાગી કે "ભર્યા દરબારમાં મારાં ચીર ખેંચે છે ને કોઇ મારી મદદ

કરતું નથી ” પરંતુ તેની બુમોથી દુર્યોધન કે બીજા કોઇને પણ દયા ન આવી. યુધિષ્ઠિર વગેરે જો ઇચ્છત તો બધુ કરી શકતા હતા પરંતુ હારી ચુકયા હતા, બીજાના કબજામાં પોતાની આનમાન આપી ચુકયા હતા. રજપુત તરીકેની કીર્તિ એમ રજા નહોતી આપતી કે કોઇ વસ્તુ હાર્યા પછી તે પર પોતાના સ્વામિત્વનો દાવો કરી શકે ને દ્રૌપદીને પોતાની સમજીને દુર્યોધનના જુલમથી બચાવે.

અત્યારે દુર્યોધનના પિતા ધૃતરાષ્ટ્રે એવો ફેસલો કર્યો કે પાંડવો આ જીવલેણ બાજીના બદલામાં ૧૨ વરસ વનવાસ ભોગવે ને તેરમે વર્ષે વેશ બદલીને ગુપ્ત રીતે એવી રીતે નોકરી કરે કે દુર્યોધન ને તેના તાબેદાર માણસો તેમને ઓળખી શકે નહિ. જો એવું કરશે તો ૧૩ વરસ પછી તેમનો મુલક ને દોલત તેમને પાછાં આપવામાં આવશે. તેથી યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુલ સહદેવ ને દ્રૌપદી આ ફેસલા પ્રમાણે વનવાસ માટે રવાના થયા ને જંગલોમાં ભટકવા લાગ્યા. આ વનવાસના સમયમાં પાંડવના બધા મિત્ર રાજા મહારાજા એમનાથી મળતા હતા ને એમનાં દુઃખ જોઇ દિલગીર થતા હતા. શ્રીકૃષ્ણ પણ દ્વારકાથી આવ્યા ને એક જંગલમાં એમને મળ્યા ને જુગટાના વિરૂદ્ધ એક અસરકારક ભાષણ કરી જુગટાની ખરાબીઓનું વર્ણન કર્યું. દ્રૌપદીએ શ્રીકૃષ્ણને જોયા તો તે બહુ રડી ને બધી હકીકત કહીને બોલી કે “ મારૂં દુર્યોધનના દરબારમાં ચીર તાણીને અપમાન કર્યું ને કોઇએ મારી સહાય ન કરી. “ શ્રીકૃષ્ણે કહ્યું ” તું ગભરા નહિ હું આ જુલમનો પુરો બદલો લઇશ ને તારૂં રાજપાટ પાછું અપાવીશ. હે ! દ્રૌપદી આકાશ ફાટી શકે છે, ધરતીના કડકે કડકા થઈ શકે છે, હિમાલય ચુરેચુરા

થઇ શકે છે, સમુદ્ર સુકાઈ જાય તો નવાઈ નથી પરંતુ મારૂં વચન અસત્ય થશે નહિં. હું કરાર કરીને પાછો નહિ પડું ને મારો વાયદો પુરો કરીને રહીશ."

**શ્રી**કૃષ્ણની સાથે તેમના ભાઇ બળરામ પણ હતા તેમણે કહ્યું "યુધિષ્ઠિર ને **અર્જુન** આદિ તો પોતાના કરાર પ્રમાણે જ્યાં સુધી વનવાસની મુદત પુરી ન થાય ત્યાં સુધી કાંઇ કરી નહિ શકે પણ અમને લાયક છે કે દુર્યોધન પર ચડાઇ કરીએ ને પાંડવોનો મુલક તેની પાસેથી છીનવી લઇને **અર્જુન**ના પુત્ર **અભિમન્યુ**ને આપીએ" (અભિમન્યુ **શ્રી** કૃષ્ણની બહેન સુભદ્રાનો છોકરો હતો).

**શ્રી** કૃષ્ણે જવાબ આપ્યો "એ ઠીક છે અમે એ પ્રમાણે કરી શકીએ છીએ પરંતુ આ વાત ન્યાય ને કાયદાથી વિરૂદ્ધ છે ધર્મને ન્યાયની બરબાદી કરીને જગતનું રાજ્ય લેવાનું યુધિષ્ઠિર કદી કબુલ નહિ કરે."

યુધિષ્ઠિર બોલ્યો "મહારાજ સત્ય ફરમાવો છો હું ધર્મ ને ન્યાયની આગળ હકુમતની કાંઇ વિસાત સમજતો નથી."

**યુધિષ્ઠિરની શરત પુરી થઈ.**

તેર વરસ પુરાં થયાં યુધિષ્ઠિરને તેના ભાઇઓએ પોતાની શરત પુરી કરી ૧૨ વરસ વનવાસમાં ગાળ્યાં ને એક વર્ષ નોકરીમાં. નોકરી પણ એવી રીતે કરી કે કોઇએ એમને ઓળખ્યા નહિ કે એ પાંડવો છે.

ધૃતરાષ્ટ્ર ને દુર્યોધનને એની જાણ થઇ કે પાંડવોએ

પોતાની શરત પુરી કરી એટલે દુર્યોધને એવું બહાનું કાઢ્યું કે તેરમા વરસની નોકરીના સમયમાં મેં એમને ઓળખી લીધા હતા. તેથી એમનો કરાર પુરો થયો નથી ઓળખવાની કોઇ સાબીતી કે દલીલતો આપી શકયો નહિ અમથી એક વાત બનાવી દીધી એથી પાંડવો સમજ્યા કે વાસ્તવિક રીતે દુર્યોધન અમારા મુલકપર કબજો કરવાનો વિચાર રાખે છે. ને આ બધા એના દગા ફટકાનાં બહાનાં છે. તેથી તેઓ પોતાના સસરા દ્રુપદની પાસે ગયા ને તેની આગળ બધી હકીકત કહી. દ્રુપદરાજાએ શ્રી કૃષ્ણ બળરામ ને બધા મિત્ર રાજાઓને એકઠા કરી સલાહ લેવા માટે કોંસિલ કરી જેમાં શ્રી કૃષ્ણે સૌથી પહેલાં આ પ્રમાણે ભાષણ કર્યું તેમણે કહ્યું કે "પ્રથમ ધૃતરાષ્ટ્ર ને દુર્યોધન ને સંદેશો મોકલવો જોઇએ કે તેઓ અર્ધો મુલક આપીને પાંડવોની સાથે સલાહ કરે." બળરામે આને અનુમોદન આપ્યું પરંતુ સેતકી નામે એક બહાદુર રાજકુંવરે ઉભા થઇને કહ્યું કે "એ બીકણપણું છે, એ નામરદાઇ છે, સલાહની કાંઇ જરૂર નથી. શું પાંડવો દુર્યોધનના પાસે ભીખ માગશે? શું તે આંધળા ધૃતરાષ્ટ્રની આગળ હાથ લાંબો કરશે કે અર્ધો મુલક અમને ઇશ્વરના નામપર આપો. નહિ, નહિ, અમે હથીઆરોના બળથી પાંડવોનો હક તેમના હરીફોના કબજામાંથી છોડવી લઇશું. અમે અમારા બાહુબળથી દ્રૌપદીના માનભંગનો બદલો લઇશું. યુધિષ્ઠિર અને તેમના ભાઇઓએ ધર્મ ને ન્યાયનો હક પુરો કર્યો. જુગટામાં તે મુલક ને દોલત હારી ગયો તો એમાં એનો કાંઇ વાંક નહોતો કેમકે એક ક્ષત્રિય જ્યારે જુગટું રમવા માટે આમંત્રણ કરવામાં આવે તો તેને તે ના પાડી શકતો નથી તે જુગટું રમશેજ. યુધિષ્ઠિર એજ કુટુંબના રિવાજ

પ્રમાણે જુગટું રમ્યો અને દુર્યોધને બેઇમાન ને દગાબાજ પાખંડીઓ યુધિષ્ઠિરની સામે બેસાડી દીધા. યુધિષ્ઠિરે જુગટામાં પણ ધર્મ ને છોડયો નહિ ને તેમના સામાવાળા ફરેબ ને દગાથી જીતી ગયા. એ ઉપરાંત યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રનું કહેવું કબુલ રાખ્યું ને તેર વરસ સુધી જંગલે જંગલ ભટકયા. હવે દુર્યોધન ને તેનો આંધળો બાપ તેમનો હક તેમને પાછો આપે એવો વખત આવ્યો ત્યારે અમે જોઇએ છીએ કે તે ખોટાં શાંકાં મારી બહાનાં કાઢે છે ને વાત વિસારે પાડવાનું કરે છે. તેની નિષ્ટા ખરાબ જણાય છે, માટે પાપ છલાછલ ભરાઇ ચુક્યું, ઉઠો કમર કસો, તલવાર ખેંચો, ભાલા ઉંચા કરો ને મેદાનમાં જઇને દુર્યોધનનાં હાડકાં કચરી નાંખો."

સેતકિનું આવું જુસ્સાવાળું ભાષણ સાંભળી કૌંસિલ દિગમુઢ થઇ ગઇ અને દરેક માણસના મોંમાંથી લડાઇ લડાઇના શબ્દો નીકળી ગયા. રાજા દ્રુપદે પણ સેતકિના કહેવાને અનુમોદન આપ્યું અને લડાઇની તજવીજ સર્વાનુમતે પાસ થઇ ગઇ. કૌંસિલ બરખાસ્ત કર્યા પહેલાં રાજા દ્રુપદે કહ્યું કે "કોઇ આપણો વાંક ન કાઢે માટે પહેલાં દુર્યોધન ને ધૃતરાષ્ટ્રની પાસે એકજણ મોકલી સંધી કરવા માટે સમજાવવા જો તેઓ માને તો સારૂં ને ન માને તો મેદાનનાં જોઇલેવામાં આવશે."

જયારે આ સલાહ નક્કી થઇ ત્યારે શ્રી કૃષ્ણ ને બલરામ દ્વારકા ચાલ્યા ગયા.

દુર્યોધનને જયારે આ ગુપ્ત મંડળની ખબર પોહોંચી ને લડાઇની તૈયારીઓના સમાચાર સાંભળ્યા એટલે તેણે પણ એક મહાન યુદ્ધને લાયક તૈયારીઓ કરવા માંડી.

આ તરફ દ્રુપદ રાજા ઘણીજ તાકીદે લડાઇનો સામાન એકઠો કરવાની તૈયારીમાં હતો. પેલી

**ઓશીકાને પાંગતના અરજદારો.**

તરફ એણે અર્જુનને શ્રીકૃષ્ણના પાસે મોકલ્યો કે પોતાને મદદ કરવા માટે પધારે. પરંતુ અકસ્માત જુઓ કે આ તરફ અર્જુન રવાના થયો ને પેલી તરફ દુર્યોધને પણ વિચાર કર્યો કે શ્રીકૃષ્ણ ઇશ્વરના એક ભક્ત માણસ છે તેમને કાંઈ પક્ષનો પક્ષપાત મંજુર નથી. જે તેમને વિનંતી કરશે તેની સાથે થઇ જશે. તે માટે તે પણ દ્વારકા ગયો કે શ્રીકૃષ્ણને પોતાની મદદ માટે તૈયાર કરે. દુર્યોધન અર્જુનની પહેલાં દ્વારકાં પહોંચ્યો હતો ને સીધો શ્રીકૃષ્ણના મકાનમાં દાખલ થયો. એટલે તેને માલુમ પડ્યું કે શ્રીકૃષ્ણ પોઢેલા છે ને તેમને ઓશીકે ને પાંગતે એક એક બાજઠ ખાલી મુકેલો છે પહેલાં એના મનમાં આવ્યું કે પાંગતે બેસી જાઉં પરંતુ ગર્વ ને અભિમાને રજા ન આપી કે તે શ્રી કૃષ્ણના પગોમાં બેસે. તે માટે ઓશીકાના બાજઠ ઉપર બેસી ગયો. હમણાં શ્રીકૃષ્ણ જાગ્યા નહોતા કે અર્જુન પણ આવી પહોંચ્યો ને ઘણીજ આજીજી ને નમ્રતાથી પોતાના ગુરૂની પાંગતે માથું નમાવીને બેસી ગયો. થોડી વાર પછી શ્રી કૃષ્ણ જાગ્યા તો સૌથી પહેલાં તેમની દ્રષ્ટિએ અર્જુન પડ્યો કેમકે તે પાંગતે બેઠો હતો. અર્જુને કહ્યું "ફર્યાદ છે" ઓશીકેથી દુર્યોધન બોલ્યો" મારી પણ ફયાદ છે" હું અર્જુનની પહેલાં આવ્યો છું. " શ્રીકૃષ્ણે ફરમાવ્યું. "બેશક પહેલો હક દુર્યોધનનો છે કે તેની મદદ કરવામાં આવે કેમકે તે પહેલાં આવ્યો છે પરંતુ નજર પહેલાં અર્જુન પર પડી તે માટે અર્જુનને પહેલી મદદ આપવી જોઇએ. એ વિના દુર્યોધન

અભિમાનથી અપરાધી થયો છે તે મારી પાંગતે અહંકારના કારણથી ન બેઠો ને ઇશ્વર અહંકાર કરનારને હમેશા નીચું જોવડાવે છે. પરંતુ હે દુર્યોધન ને અર્જુન! મારી દૃષ્ટિમાં તમે બંને સમાન છો ને હું બંનેને સહાય આપવા તૈયાર છું. એક તરફ મારાં હથીઆરોને મારૂં લશ્કર છે ને બીજી બાજુએ હું એકલો છું. આ ફેસલાનો હક હું અર્જુનને આપું છું જો તે મારી ફોજને ને હથીઆરોને લેવાનું ઇચ્છે છે તો લે હું હથીઆર વગર દુર્યોધનની સાથે રહીશ ને જો અર્જુન ફક્ત મને ચાહે છે તો મારૂં લશ્કર દુર્યોધન લઇ જાય હું આ લડાઇમાં હથીઆર વાપરીશ નહિ ને છાનો માનો તમાશો જોઇશ."

અર્જુને કહ્યું "મને આપના લશ્કરની જરૂર નથી, હે શિરોમણિ ગુરૂ! હું તો આપને ઇચ્છું છું." દુર્યોધન અર્જુનના ફેસલાથી બહુ રાજી થયો અને મનમાં વિચારવા લાગ્યો કે અર્જુન ખરેખરો મૂર્ખ છે. એક માણસને લીધો ને લશ્કરને પસંદ નકર્યું. તે શ્રી કૃષ્ણનો ઘણોજ ઉપકાર માની લશ્કરને લઇને પોતાને દેશ રવાના થયો. જ્યારે દુર્યોધન ચાલ્યો ગયો એટલે શ્રીકૃષ્ણે અર્જુનને પૂછ્યું "તેં મારા સરખા હથીઆર વિનાને કેમ પસંદ કર્યો, મારૂં લશ્કર કેમ માગ્યું નહિ?" અર્જુને જવાબ આપ્યો કે " એક બુદ્ધિશાળી માણસ એ લાખ મૂર્ખોને ભારે પડે છે. આપના લશ્કરને તો હું એકલો હરાવી શકું છું મને તેની અગત્ય નહોતી મનેતો આપની જરૂર હતી, કેમકે આપની જીભમાં અને આપના અંગમાં અસંખ્ય ફોજ ને હથીઆરો મોજુદ છે". શ્રી કૃષ્ણે મંદહાસ્ય કર્યું ને અર્જુનની બુદ્ધિનાં વખાણ કર્યાં ને પછી બંનેની રવાનગી માટે તૈયારીઓ થવા માંડી. પરંતુ શ્રી કૃષ્ણના ભાઈ

બળરામને કોઇનો પક્ષ કરવાની ઇચ્છા નહોતી અર્થાત **શ્રી** કૃષ્ણની ફોજ દુર્યોધનની સાથે ગઇ ને **શ્રી** કૃષ્ણ અર્જુનની સાથે દ્રુપદને ત્યાં ચાલ્યા ગયા.

**દુર્યોધનનો એલચી**

દુર્યોધન ઘણોજ હુશયાર ને ચાલાક હતો. તેણે જોયું કે યુધિષ્ઠિર કોમળ અંતઃકરણનો ને ઉત્તમ સ્વભાવ નો માણસ છે. ઇશ્વર ને ભવિષ્યની બીકથી જલદી એને અસર થઇ જાય છે એની પાસે એક એલચી મોકલવો જોઇએ જે લડાઇ ને ફીસાદની દુષ્ટતા વર્ણવીને તેના અંતઃકરણને લડાઇની તરફથી બેજાર કરી દે. યુધિષ્ઠિરનું મન લડાઇની તરફથી ખસીજશે તો શત્રુઓની તૈયારીમાં ભંગાણ પડી જશે ને હું સહેલાઇથી તેમને હરાવી શકીશ.

એ વિના જોનાર અને સાંભળનાર મને ધર્મવલંબી ગણશે ને કહેશે કે દુર્યોધનની પવિત્ર નિષ્ઠામાટે કાંઇ શંકા નથી તેણે તો ઘણું ધાર્યું કે ભાઇઓ અને સગાં સંબંધીની ખાનગી લડાઇઓમાં તલવાર નાશકારક ન નીકળે ને તેથી સુલેહ કરવા માટે એલચી સુદ્ધાં મોકલ્યો. પરંતુ જ્યારે પાંડવોએ માન્યું નહિ તો દુર્યોધન લાચાર થયો ને તેણે તલવાર મ્યાનમાંથી ખેંચી.

દુર્યોધને એલચી મોકલવાનો વિચાર કર્યો તો તેણે એવા માણસને એલચી બનાવ્યો જે જગતના અનિત્યપણા ઉપર સારો ઉપદેશ કરી શકતો હતો. પરંતુ રાજકીય ઉંચ નીચ ને લડાઇ ટંટાની બારીકીઓ ઉકેલવાની આવડત નહોતી. તેથી માલમ પડે છે કે દુર્યોધનની દાનત દગાની હતી ને આ બહાનાથી શત્રુઓના લડાઇ સંબંધી ઇરાદાઓને

અશક્ત ને ઢીલા કરવાનું ઇચ્છતો હતો. પરંતુ શત્રુનો સલાહકાર પણ દુન્યાનો સૌથી મોટો યુક્તિબાજ છે તેની એને ખબર નહોતી કે તેની સામે લડાઇનો કોઈ પણ દગો ચાલી શકતો નથી.

દુર્યોધનના એલચીનું નામ સંજય હતું જ્યારે સંજય દ્રુપદના દરબારમાં આવ્યો ત્યારે તેની સારી પેઠે પરોણા ચાકરી કરવામાં આવી ને તેનો પેગામ સાંભળવા માટે એક દરબાર મેળવવાનું નક્કી કરવામાં આવ્યું.

સંજયે પોતાનાં વાક્ય રૂપી બાણુ ભાથામાંથી કાઢયાં અર્થાત્ જગત ઉપર વિરાગ અને તેના ક્ષણુ ભંગુરપણા ઉપર ભાષણુ કરવા માંડયું. જે વિના એને બીજું કાંઇ આવડતું નહોતું અને પોતાની માન્યતા પ્રમાણે તેણે એવું ભાષણુ કર્યું કે પત્થરનાં કાળજાં પણુ મીણુ થઈ જાય. ગમે તેવો દુન્યાનો લોભી હોય તોપણુ સંજયનું વર્ણન એટલું બધું અસરકારક હતું કે તેનું મન એ સાંભળીને દુન્યાની ઇચ્છાઓની તરફથી ખસી જાય એ નિશ્ચય હતું.

સંજયે સંભારી આપ્યું કે " દુર્યોધન તમારો ભાઇ છે એના લશ્કરના સેનાપતિ ભીષ્મ પિતામહ, દ્રોણુ છે જે તમારા મુરબ્બીને શિક્ષક છે તેના લશ્કરમાં બધા તમારા ભાઇબંધો નજરે આવે છે. દુન્યાની હુકુમત માટે, અમુક દિવસની આબરૂ ઇજ્જત માટે, તેમની વિરૂદ્ધ શસ્ત્ર ન સજો. આ દુન્યા આવે છે ને જાય છે સદા આ જગતમાં કોઇ રહ્યું નથી, ચાર દિવસની જિંદગી માટે ભાઇઓનું લોહી વહેવડાવું એ મહાપાપ છે માટે આ વિચાર જવા દો ને લડાઇથી બચો. "

સંજયનું જાદુ અસરકારક નીવડત જો શ્રી કૃષ્ણ તેના મંત્રનો બંદોબસ્ત કરીને બેઠા ન હોત. શ્રોતાજનોના મન ઉપર સંજયના ભાષણે એવી અસર કરી કે દરેક માણસનું હૃદય લડાઇથી કંપવા લાગ્યું ને જગતના રાજ વૈભવ સ્વપ્નવત ને શૂન્યની બરાબર ભાસવા લાગ્યાં. પરંતુ શ્રી કૃષ્ણે ઉભા થઇને થોડાંક વાક્યોથીજ સંજયનો તાણો વાણો તોડી નાંખ્યો ને દરબારના વિચારોને ક્ષણવારમાં બદલી નાંખ્યાં.

તેમણે ફરમાવ્યું. " સંજયજી તમારૂં કહેવું સત્ય છે કે જીવતર ને તેની સત્તા ને માનની ખાતર નિરપરાધીઓનું લોહી વહેવડાવવું અને વિશેષે કરીને પોતાના ભાઇઓના લોહીથી હાથ ખરડવા એ તો ઘણુંજ ખરાબ છે. વળી એ પણ સત્ય છે કે આ જગતમાં કોઇ નિત્ય નથી કે જે માટે તે એવાં એવાં મોટાં અપરાધ કરે પરંતુ જેની મદદમાં તમે એ ભાષણ કર્યું છે તે પોતેજ આ ટંટાનું મૂળ છે. તેણે ચાર દિવસની જિંદગીની દોલત ને સત્તા ને હાથે ન્યાય ને ધર્મને વેચી નાંખ્યાં છે. તેજ પોતાના ભાઇઓને કુટુંબીઓની ખૂનરેજી માટે તૈયાર થયો છે માટે આ વાતો પહેલાં તેને સંભળાવો. આ ભાષણ એની આગળ કરો, શિખામણ ને ભવિષ્યનું પરિણામ દેખાડવાની દુર્યોધનને અગત્ય છે અમે બધા તો એને સારી પેઠે જાણીએ ને માનીએ છીએ. કેમ સંજય મહારાજ ! શું તમે દુર્યોધનની પ્રખ્યાત કારકીર્દી નથી જાણતા ? શું તમે નથી જાણતા કે તેણે પોતાના સગા કાકાના દીકરાઓની સાથે કેવી કેવી ઉદ્ધતાઇ કરી છે ? કેટલીક વખતે એમનો જીવ લેવાનો ઇરાદો કર્યો, વર્ષો સુધી એમને વનવાસમાં ભટકતા રાખ્યા ને જ્યારે તેમણે પોતાની મહેનત ને બુદ્ધિથી દેશનો એક ભાગ આબાદ કર્યો તો દુર્યોધનના દગા

ફટકાના જુગારે તે તેમની પાસેથી છીનવી લીધો ને પોતાના ભાઇઓને ભીખારી ને ફકીર બનાવી દીધા. દુર્યોધનના બાપ ધૃતરાષ્ટ્ર પોતાના ભાઇઓના હકને ન ઓળખ્યો ને હમેશા પોતાના દીકરા દુર્યોધનનો પક્ષ કરતો રહ્યો. સંભારો કેવો નિર્લજ્જતાનો સમય બધાઓએ પોતાની આંખોએ જોયો ? જ્યારે દ્રૌપદીનાં ભર્યા દરબારમાં ચીર ખેંચ્યાં ને તેનું અપમાન કર્યું ને તેને નગ્નાવસ્થામાં રાખી. તે એક નિરપરાધી સ્ત્રી હતાં. અપમાન કર્યું. એ સ્ત્રી કોણ હતી ? સાંભળો તે દ્રુપદ જેવા શક્તિમાન રાજાની કુંવરી હતી તે, અર્જુન જેવા વીર પુરૂષની સ્ત્રી હતી અને વળી હું કહીશકે તે નિર્લજ દુર્યોધનની પણ ભોજાઇ હતી. શું દુર્યોધન એટલો બધો નિર્લજ થઇ ગયો હતો ? શું તેની આંખો ઉપરં શત્રુતા રૂપી એવો પાટો બંધાયો હતો કે ભાઇઓના વેરમાં તેણે એક નિરપરાધી સ્ત્રીને ઉઘાડા શરીરે ઉભેલી ને એક આબરૂદાર પવિત્ર સ્ત્રીની એ આબરૂ થતી જોઇને તે કબુલ રાખ્યું ? તે સ્ત્રી બુમો પાડતી રહી, તેણે ફર્યાદ કરી, તેણે પોતાના મદદગારોને બોલાવ્યા. પરંતુ કોઇએ તેને સહાય ન કરી, કોઇએ તેને આ નિર્લજ અપમાનથી ન બચાવી. શું આ દુર્યોધનનું ધાર્મિકપણું હતું. શું લાજવાળાને ન્યાયી રાજાઓ આવાંજ કામ કરે છે ? દુર્યોધનને તો ઘટારત હતું કે તે પોતાના પુર્વજોની પ્રતિજ્ઞા પ્રમાણે તે સ્ત્રી એટલે પોતાની ભોજાઇના માન ભંગને જોઇ શકત નહિ જો કે તેના સ્વામી સાથે વેર હતું તોએ શું પણ એણેતો પોતાના કુટુંબની વાર્ત્તાઓ ભુલવી નાંખી. તેના પૂર્વજો એવા નીચ નહોતા એ વાત તે ભૂલીજ ગયો.

સંજય મહારાજ તમે પણ તે વખતે હાજરજ હતા તો

આપે પણ દુર્યોધનને નજ વાર્યો તે વખતે વૈરાગ્યનું ભાષણ ક્યાં જતું રહ્યું હતું જે આજે અમારી આગળ આપો છો. અમે બહાદુર ક્ષત્રિય છીએ. ને ક્ષત્રિય લડાઇને પોતાનું ભુષણ સમજે છે. એનો ધર્મ છે કે લડાઇમાં મરવું ને સ્વર્ગમાં જવું છે. અમે જુલમી, પચાવી પડનાર ને અપરાધીના મુકાબલામાં ઉભા થયા છીએ. અમારો ઇરાદો ઇશ્વરની તરફથી છે કેમકે અમે ઇશ્વરના કાયદાના રક્ષણ માટે મ્યાનમાંથી તરવાર કાઢી છે. અન્યાયની જુલમની ને નિર્લજતાની હદ થઇ ગઇ. હવે અમે રણક્ષેત્રમાં એને નીચું દેખાડીશું અને અમારા બાહુ બળ અને શાસ્ત્રોની શક્તિથી ઇશ્વરના આ શત્રુ ને ન્યાયના દુશ્મનને હરાવીશું. ”

શ્રીકૃષ્ણના આ ભાષણથી સંજય ચુપ થઇ ગયો. તેના ચહેરા પર હવાઇઓ ઉડવા લાગી ને કાંઇ ઉત્તર આપી શક્યો નહિ. દરબાર ઉપર પણ આ લેકચરની ઘણી અસર થઇ. કાંતો બધાજ સંજયની વાતોમાં આવી ગયા હતા કાંતો એકદમ વિચાર બદલાઇ ગયા ને લડાઇનો શોરબકોર થઇ રહ્યો.

**શ્રી કૃષ્ણ એલચીના રૂપમાં.**

સંજય રવાના થયો એટલે શ્રીકૃષ્ણે તજવીજ કરી કે "અમારે ત્યાંથી પણ સમજુતી કરવા માટે દુર્યોધનની પાસે એલચી મોકલવો જોઇએ અને આ કામ હું કરીશ. ”

બધાએ આ અભિપ્રાય પસંદ કર્યો ને એલચી તરીકે જવા માટેની તૈયારીઓ થવા માંડી. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને ફરમાવ્યું કે "જોજે એવું ન થાય કે તું સુલેહનો વિચાર કરીને લડાઇની તૈયારીઓમાં ઢીલો થઇ જાય. અમને બીલકુલ આશા નથી કે જુલ્મી દુર્યોધન સલાહ માટે તૈયાર થાય.

તે લડાઇ વિના સીધા રસ્તા પર આવવાનો નથી. હું તો ફક્ત નિયમ પ્રમાણે તેના દરબારમાં વિષ્ટિ કરવા જાઉં છું કે જેથી ઇશ્વર ને જગતની આગળ અમે કહી શકીએ કે ખૂનરેજી અટકાવવા માટે છેલ્લી ઘડી સુધી પ્રયત્ન કર્યો હતો. મને તો ખબર છે કે દુર્યોધનના અંતઃકરણ પર, મગજ શક્તિ ને બુદ્ધિ પર ગુનાહોના પરદા પડયા છે. તે કદી પણ સલાહ મંજુર કરશે નહિ. ને સહેલાઇથી બીજાનો હક આપશે નહિ. ”

યુધિષ્ઠિર ને તેના ભાઇઓને ફિકર થઇ કે દુર્યોધન શ્રીકૃષ્ણના જીવને હાનિ કરે નહિ તે માટે તેમણે વિનય પૂર્વક અરજ કરી કે “ આપ ન જાઓ અમે કોઇ બીજાને વિષ્ટિ માટે મોકલીશું અમને બીક છે કે દુર્યોધન આપને કોઇ પ્રકારનું દુઃખ દે નહિ. ”

**શ્રી**કૃષ્ણે મંદહાસ્ય કરી ફરમાવ્યું. “ નિશ્ચિંત રહો, તે મારો વાળ પણ વાંકો કરી શકશે નહિ, મારી તરફથી બે ફિકર રહીને લડાઇની તૈયારીઓમાં ચિત્ત પરોવો. એવું ન થાય કે લડાઇનાં સાહિત્યો એકઠા કરવામાં ગફલત કરો. એજ મોટી વસ્તુ છે એથીજ અમે શત્રુ ઉપર વિજય મેળવીશું.”

**શ્રી**કૃષ્ણ રવાના થવા લાગ્યા એટલે યુધિષ્ઠિરે દીર્ઘ દૃષ્ટિ વાપરી એક હજાર સ્વારને એક હજાર પાયદળ બોડીગાર્ડ તરીકે સાથે મોકલ્યા.

**શ્રી**કૃષ્ણ જ્યારે હસ્તિનાપુર પોંહોંચ્યા, ત્યારે દુર્યોધને ઘણા ઠાઠમાઠથી તેમનું સ્વાગત કર્યું ને પરોણા ચાકરીમાં કાંઇ કસર રાખી નહિ. પરંતુ **શ્રી**કૃષ્ણ દુર્યોધનને ત્યાં જમ્યા પણ નહિ ને શરબત પણ પીધું નહિ. દ્રોણાચાર્યને ત્યાં જઇને

રહ્યા જે અર્જુન વગેરે બધા રાજકુંવરોના ધનુર્વિદ્યામાં ગુરૂ હતા.

દુર્યોધને ઘણીજ આજીજીથી એમ કરવાનું કારણ પૂછ્યું કે " જ્યારે આપ કોઇ પક્ષના તરફદાર નથી તો મારૂં અન્ન કેમ લેતા નથી. "

શ્રીકૃષ્ણે ફરમાવ્યું કે " જો કે હું કોઇ પક્ષનો તરફદાર નથી તેમજ તમારા કુટુંબ કલહમાં મારે કાંઈ લેવા દેવા નથી પરંતુ તને અપરાધી ને બીજાનું પચાવી પડનાર સમજું છું. તારા અન્યાયની મને ખાતરી છે તે માટે મારે તારે ત્યાં ખાવું પીવું યોગ્ય નથી."

ધૃતરાષ્ટ્રે સંદેશો સાંભળવા માટે દરબાર ભરવાની તૈયારીઓ કરી ને તેમાં દુર્યોધન, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ ને દુર્યોધનના બધા ભાઇઓ એકઠા થયા.

શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને ભપકાબંધ ભાષણ શરૂ કર્યું. જેમાં પાંડવોનું નિરપરાધીપણું ને દુર્યોધનનાં જુલ્મી કૃત્યોનું વર્ણન કર્યું અને ફરમાવ્યું કે " પાંડવો જાણી જોઇને લડવાનું ઇચ્છિતા નથી જો તેમનો ભાગ તેમને મળી જાય તો તેઓ કદી પણ ભાઇઓની સામે તલવાર કાઢશે નહિ. મને તો તેમણે એટલે સુધી કહ્યું છે કે અમને ફક્ત ઇંદ્રપ્રસ્થ શહેર આપવામાં આવે તો અમે એટલાથી પણ સંતોષ પામીશું. અથવા થોડીક જમીન આપશો તો ત્યાં ધીરજ રાખી જિંદગીના દિવસો ગુજારીશું. હે રાજા! તારા કુટુંબની ન્યાયપરાયણતાને કલંક ન લગાડ કે જે આખા જગતમાં સૂર્ય ચંદ્રની પેઠે પ્રકાશિત છે ને લોભી દીકરાની ખાતર પોતાના મોક્ષ ને દુન્યાની આબરૂને બરબાદ ન કર. "

ધૃતરાષ્ટ્રે જવાબ આપ્યો " મહારાજ હું શું કરૂં, દુર્યોધન મારૂં ને મારી સ્ત્રી ગાંધારીનું કહેવું માનતો નથી. અમે તો બહુ સમજાવ્યો હવે તમે એને શીખામણ આપી જુઓ હું તો નિરૂપાય છું. "

એથી હવે શ્રીકૃષ્ણ દુર્યોધનને ઉદ્દેશીને બોલ્યા કે જે દરબારમાં પોતાની જગાએ બેઠો હતો ને તેની સામે ધૃતરાષ્ટ્ર કરતાં વધારે અસરકારક ભાષણ કર્યું ને છેવટે ફરમાવ્યું–"તું તારા ભાઇઓને અર્ધો મુલક આપ. પાંડવો તારા પિતરાઇ ભાઇઓ છે. આ મુલકના ખરા હકદાર તેઓ છે. કેમકે એમનો બાપ આ મુલકનો રાજા હતો છતાં પણ તેઓ અહીં સુધી કરવા તૈયાર છે કે તારા પિતા ધૃતરાષ્ટ્રને મહારાજાધિરાજા માની ખંડીઆ રાજાની પેઠે રહે ને તને મહારાજાધિરાજનો યુવરાજ ગણે કે જેથી પિતાની પછી તું રાજા થઇ શકે. જો લડાઇથી દૂર રહે, એ નઠારી વસ્તુ છે તમે બધા બરબાદ થઇ જશો. પાંડવો બીલકુલ જુલમ નથી કરતા તે ઘણીજ આજીજીથી નમતા રહેવાનું પસંદ કરે છે તેથી તું સલાહ ન કરી લે એ યોગ્ય નથી ને તેમને તેમનો થોડો હક ન આપી દે એમ પણ યોગ્ય નથી."

શ્રીકૃષ્ણની આ મૃદુ વાણી સાંભળી બધા દરબારીઓ એક જીભે બોલી ઉઠ્યા, " મહારાજ સત્ય ફરમાવો છો દુર્યોધને માનવું જોઇએ. "

ભીષ્મપિતામહે ઉભા થઇને એક જુસ્સાભર ભાષણ કરી ભત્રીજાને સમજાવ્યો ને શ્રીકૃષ્ણ સત્ય માર્ગ ઉપર છે એમ બતાવી દીધું. દ્રોણાચાર્ય ને વિદુરજીએ પણ દુર્યોધનને દરબારની વચ્ચે એવીજ શીખામણ દીધી પરંતુ તે કાયરે માન્યું નહિ ને ગુસ્સે થઇને બોલ્યો.

" કેવી નવાઈની વાત છે. બધા લોકો મારોજ વાંક કાઢે છે. મારે માથેજ ગુનાહની ગાંસડી મૂકે છે. શ્રીકૃષ્ણ તો ભલે શત્રુના એલચી છે તેથી જે ચાહે તે કહે, આશ્ચર્ય તો મને મારા પિતા પર થાય છે કે તે પણ મનેજ અપરાધી સમજે છે. મુખ્ખી ભીષ્મ પિતામહ, કાકા વિદુરજી, ગુરૂ દ્રોણ બધાએ જાણે સંપ કર્યો છે. જે છે તે મનેજ ગુનેહ‐ગાર ઠરાવી પોતાની શિખામણની વાત શરૂ કરે છે. શું જગતમાંથી ન્યાય જતો રહ્યો? શું દુન્યામાં બુદ્ધિ ને વિચારની શક્તિ નાશ પામી કે આવા મોટા મોટા સમજુ બુદ્ધિશાળી ને પ્રખ્યાત ન્યાયી વિદ્વાનો અસત્યના પક્ષકાર થઇ ગયા. મેં શો ગુનો કર્યો છે ? મેં કોનો હક માર્યો છે ? કોઇ બતાવે તો ખરો કે મેં શી કસુર કરી છે ? યુધિષ્ઠિર જુગટુ રમ્યો ને તેજ પોતાનું રાજ્યને દોલત જુગટામાં હાર્યો. એક વખતે તે હાર્યો એટલે ભાઈ જાણી તેની દોલત પાછી આપી, પરંતુ તેને ફરી નસીબ તપાસી જોવાની મરજી થઇ ને ફરી દાવ માંડી રમ્યો તે બધું હાર્યો. તેણેજ વનવાસ જવાનો કોલકરાર કર્યો, તે પોતેજ વનવાસમાં ગયો એમાં મારો શો વાંક છે? તેનાં કર્ત્તવ્યો તેની આગળ આવ્યાં. આટલું છતાં પણ હું તેને મારો ભાઇ સમજતો હતો તેના વનવાસ ને દુઃખથી દિલગીર થતો હતો. જો તે મારી પાસે ચાલ્યો આવત તો પોતાનું રાજપાટ જેમનું તેમ તેને મળત. પરંતુ તેતો મારા વંશપરંપરાના શત્રુઓને મળી ગયો. જે સેંકડો વર્ષથી અમારા શત્રુઓ ને હરીફ છે. તેમની રાજ્યની છાયામાં તેણે પોતાનું માથું નમાવ્યું કે જેમના પૂર્વજોની સાથે અમારા પૂર્વજોને સદા લડવું પડ્યું છે ને કદી પણ અમારૂં માથું તેમની આગળ નમ્યું નથી. આજે પાંડવોએ એટલી બધી

પ્રતિજ્ઞા ભંગ થવાની વાત કરી કે વંશ પરંપરાના શત્રુઓનો આશ્રય લીધો ને તેની કુમકના ભરોસાપર હું જે એમનો ભાઈછું તેની સાથે લડવાનું ઇચ્છે છે. તેમણે શી રીતે કબુલ કર્યું કે અમારા બાપ દાદાનો શતરૂ અમારાપર તલવાર ઉગામે અને તેઓ તેની સાથે હોય. દ્રૌપદીને મારા ભાઇ અર્જુને જીતી હતી હું ઘણોજ રાજી હતો કે શત્રુ રાજાની કન્યા લડાઇના હુનર વડે તેણે મેળવી. પરંતુ તેનાં ચીર ખેંચ્યાં તો તે માટે કેમ ફર્યાદ કરવામાં આવે છે. તે શત્રુની દીકરી હતી ને અમારા ઘરમાં દાસી થઇને આવી હતી. **શ્રી** કૃષ્ણ એનો તો એટલો પક્ષ કરે છે ને અમારા કુટુંબની આબરૂનો વિચાર કરતા નથી. હું ક્ષત્રિય છું, મરવાથી બીતો નથી, લડાઇમાં જે મરે છે તે સ્વર્ગમાં જાય છે. હું મારા વંશપરંપરાના શત્રુ સાથે લડીશ ને તેને દેખાડી આપીશ કે કૌરવ ખાનદાનમાં પાંચાલ કુટુંબને નીચું દેખાડવાની હજુ પણ શક્તિ છે. જો મારા નિર્લજ ભાઇઓ તેની સાથે છે તો મને કાંઇ પરવા નથી. હું બધાને જોઇ લઇશ અને અર્ધો મુલક તો શું એવી સ્થિતિમાં તો હું તેને એક સોયની અણી જેટલી જમીન પણ આપીશ નહિ. ”

દુર્યોધન આ પ્રમાણે બોલીને દરબારમાંથી ઉઠી ગયો ને બહાર જતો રહ્યો. તેની સાથે તેના ભાઇઓ અને બીજા બધા મળતીઆઓ પણ ચાલ્યા ગયા

એટલે **શ્રી** કૃષ્ણે ફરમાવ્યું. “ જ્યારે ધૃતરાષ્ટ્ર પિતા, ગાંધારી માતા, **ભીષ્મ** પિતામહ જેવા વૃદ્ધ, દ્રોણ જેવા ગુરૂ અને બધા લોકોએ દુર્યોધનને સમજાવી શકાય તેટલું સમજાવ્યો તો હવે એ વિના બીજો કોઇ ઉપાય નથી કે એ મૂર્ખને કેદ કરી લેવામાં આવે કે જેથી કુટુંબ કલહને

ફીસાદ વૃદ્ધિ પામે નહિ. તે કહે છે કે દ્રુપદ રાજા વંશ પરંપરાનો દુસ્મન છે મને એ વાતપર હસવું આવે છે. જ્યારે તેણે દીકરી આપી તો હવે દુસ્મની ક્યાંથી રહી ? દુર્યોધને એ અસત્ય કહ્યુ કે દ્રૌપદી દાસી જેવી છે. અર્જુને તેને પરીક્ષામાં જીતી છે લડાઇમાં જીતી નથી. દુર્યોધનને એ પ્રમાણે બોલવું ઉચિત નથી. ”

અર્થાત **શ્રી** કૃષ્ણ દરબારમાંથી પોતાને ઉતારે આવ્યા ને ધૃતરાષ્ટ્ર કે બીજા કોઇની હિંમત ન થઇ કે દુર્યોધનને કેદ કરી લે ને આ ફિસાદને દબાવી દે. બલ્કે ખુદ દુર્યોધને શ્રી કૃષ્ણને કેદ કરવાની મરજી દેખાડી ને જબરી ખટપટ કરી. પણ ખબર પડી ગઈ ને **શ્રી** કૃષ્ણના સાથીઓ હુસ્યાર થઇ ગયાં ને **શ્રી** કૃષ્ણ પુરેપુરા આરામ ને બે પરવાઇથી રવાના થઇને દ્રુપદની પાસે આવ્યા ને દુસ્મન તેમનો એક વાળ પણ વાંકો કરી શક્યો નહિ.

આ વખતે **શ્રી**કૃષ્ણ કુંતાને પણ મળ્યા જે પાંડવોની મા ને **શ્રી**કૃષ્ણની ફોઇ હતાં ને ધૃતરાષ્ટ્રની પાસે રહેતાં હતાં. કુંતા રાણીએ ૧૪ વરસથી પુત્રો જોયા નહોતા ને તે જોવા માટે ઘણાંજ ઉત્સુક હતાં. માંહોમાંહે ખૂનરેજી ન થવા પામે એમ તેમણે ઘણું ઇચ્છયું પરંતુ ભાવીને કાંઇ બીજુંજ મંજુર હતું.

**લડાઇનો શંખ ફુંકાયો.**

તલવાર તલપ મારીને મ્યાનમાંથી બહાર નીકળી. ફોજો હરવા ફરવા લાગી, જેણે મહાભારતની લડાઇમાં રક્તની વૃષ્ટિ કરવી હતી તેવાં વાદળો હિંદુસ્તાનના ખૂણા ખોચરામાંથી ઉત્પન્ન થયાં. લસ્કરોની આંધીઓ ધુળ ઉડાવતી ચારે તરફ વાવા લાગી ને ફોજોના વંટોળીઆ આકાશ સાથે વાતો કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણે એલચી તરીકે કરેલા કામનું પરિણામ સંભળાવ્યું એટલે યુધિષ્ઠિર લશ્કર લઇને હસ્તિનાપુરની તરફ ચાલ્યો. દ્રુપદ રાજાનો દીકરો સેનાપતિ થયો. જેટલા આજુ બાજુના રાજાઓ તથા મેળમેળાપ વાળા હતા તે બધા એક ધજાની નીચે એકઠા થયા ને હસ્તિનાપુર પર ચડાઈ ચાલી.

આ બાજુએ દુર્યોધન પણ તલવાર ખેંચી ઉભો થયો. દૂર દૂરના રાજા મહારાજાઓ કુમક માટે દોડ્યા જેમને શ્રી કૃષ્ણની સાથે વગર કારણે વેર હતું તેઓ પોતપોતાના લશ્કરની સાથે દુર્યોધનના લશ્કરમાં આવીને શામિલ થયા ને એક કાળી ઘટાની પેઠે ચાલ્યા. ભીષ્મપિતામહ સેનાપતિ હતા ને દ્રોણ તથા કર્ણ જેવા વીર પુરૂષો સાથે હતા.

કર્ણ અર્જુનનો ઓરમાન ભાઇ હતો. પરંતુ કાંઇક વહેમના કારણથી જગત તેને અર્જુનના ભાઇ તરીકે સ્વીકારતું નહોતું. એજ કારણથી સ્વયંવરમાં દ્રૌપદીએ એનું અપમાન કર્યું હતું. જેનો કર્ણના મનમાં ડાઘ હતો ને તે અર્જુનના જીવ ને માલનો શત્રુ થયો હતો. દ્રૌપદીનાં ચીર ખેંચવામાં પણ કર્ણ શામિલ હતો ને કર્ણ પોતાના ભાઇ અર્જુનને મૂકી દઇને દુર્યોધનનો સાથી ફકત એટલા માટેજ થયો હતો કે સ્વયંવર વાળું અપમાન તેને કાંટાની પેઠે સાલતું હતું. શ્રીકૃષ્ણે વિષ્ટિ વખતે ઘણી કોશેશ કરી હતી કે કોઇ રીતે કર્ણને દુર્યોધનનો પક્ષ છોડાવવામાં આવે પરંતુ કર્ણ હરગીજ કબુલ થયો નહિ ને એવુંજ બોલતો રહ્યો કે " હું તો અર્જુનનું લોહી વહેવડાવીને રાજી થઇશ "

આજે કર્ણ ઘણા ઉમંગથી લડવા ચાલ્યો હતો ને તેને આશા હતી કે બદલો લેવાનો વખત આવી લાગ્યો છે.

યુધિષ્ઠિરનું લશ્કર થાણેશ્વરની પાસે કુરૂક્ષેત્રમાં આવીને

ઊભું રહ્યું ને ત્યાંજ દુર્યોધનની ફોજ તેનો મુકાબલો કરવા વ્યુહમાં ગોઠવાઇ. કેટલાક ગાઉ સુધી ફોજો, હાથીઓ, ઘોડાઓ ને રથ સિવાય બીજું કાંઇ દેખાતું નહોતું. હિંદુસ્તાનના સકળ રાજા મહારાજાને નાના મોટા લડવૈયા કોઇ એક ટોળાના વાવટાની નીચે, એકત્ર થયા હતા. હિંદુસ્તાને પોતાના કાળજાની કોર જેવા બધા પુત્રોને લડવા માટે મોકલ્યા હતા આ તેજ લડાઇ હતી. આ તેજ લડાઇની વ્યુહ રચના હતી જેણે હિંદુસ્તાનનું સત્યાનાશ કરી નાંખ્યું, જેણે અહીંના વિદ્યા હુનર ને ઉન્નતિને ધુળ ધાણી કરી નાખ્યાં. જે પછી હિંદુસ્તાનવાળા દિન પ્રતિદિન નાશ પામવા લાગ્યા ને છેવટે એવી દશા થઇ કે પરદેશી તુર્કો ને અરબોએ તેમના ઉપર હુમલા કરી સેંકડો વર્ષ સુધી તેમને પોતાના તાબેદાર બનાવ્યા. મહાભારત આજ લડાઇનું નામ છે જે પછી હિંદુસ્તાનની ખ્યાતિ નાબુદ થઇ ગઇ.

**શત્રુના પગ નીચે.**

બંને લશ્કરો ગોઠવાઇ ગયાં. ફોજોની વ્યુહ રચના કાયમ થઇ ગઇ એટલે એકદમ યુધિષ્ઠિર ને અર્જુન પોતાની પંક્તિમાંથી બહાર નીકળ્યા ને તેમણે પોતાનાં હથીઆર ઉતારીને ફેંકી દીધાં. બધા લોકો આ દેખાવ જોઇને આશ્ચર્ય પામ્યા પરંતુ જ્યારે એ બંને હથીઆર વિનાના થઇને શતરૂના લશ્કરની તરફ ચાલ્યા ત્યારે તે સિપાઇઓનું આશ્ચર્ય પહેલા કરતાં પણ વધી ગયું ને વિચારવા લાગ્યા કે ધણું કરીને એમની લડવાની ઇચ્છા નથી.

શતરૂ પણ છાનો માનો ઉભો રહીને આ તમાશો જોતો હતો ને દિગ્મૂઢ જેવો ઉભો હતો યુધિષ્ઠિર ને અર્જુન સીધા

ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યના તંબુની તરફ ગયા ને તે બંનેના પગમાં માથું મૂકીને બોલ્યા.

" હે વડીલને પૂજ્ય ગુરૂ ! અમે આપના નમ્ર શિષ્ય છીએ. એ અમારૂં હત ભાગ્ય છે કે અમને તલવારો લઇને તમારી સામે લડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે ને આપને પણ નિરૂપાયે અમારા જેવા કનિષ્ઠોની સામે તલવાર વાપરવી પડી છે. આપ જેવા ગુરૂ ને અમને કેળવણી આપનાર અમારી સામે લડવા માટે તૈયાર થયા છો તે માટે અમારે કાંઇ અડબડવાનું કારણ નથી કેમને અમને ખબર છેકે આપ દુર્યોધનને કોલ આપી ચૂકયા છો ને તેથી લાચાર છો. પરંતુ અમે સલાહ કરવાની કોશિશમાં કાંઈ ન્યુનતા રાખી નથી તેથી અમે પણ લાચાર છીએ. હવે જ્યારે લડાઇ માથા પર આવી ઉભી છે તો અમારી ફરજ છે કે પ્રથમ આપને નમસ્કાર કરીને આપની આજ્ઞા લઇને લડાઇનો આરંભ કરીએ. જો કોઇ અન્ય શતરૂનો મુકાબલો હોત તો પણ અમે આપની આજ્ઞા વિના લડાઇના મેદાનમાં આવત નહિ અને હવે જ્યારે આપની સાથે લડાઇ થવાની છે તો પણ અમે આપની આજ્ઞા લેવા આવ્યા છીએ. જ્યાં સુધી આપ આજ્ઞા નહિ આપો ત્યાં સુધી અમારી તલવાર મ્યાનમાંથી નીકળશે નહિ."

**ભીષ્મ** અને **દ્રોણ** ઉપર યુધિષ્ઠિર ને **અર્જુન**ની આવિવેકભરેલા સદ્દગુણની ઘણી અસર થઇ તેમણે તેમને ઉભા થઇને છાતીએ ચાંપ્યા ને આંખોમાં આંસુ ભરી લાવી ઘણા આશીર્વાદ દઇને કહ્યું.

" જાઓ અમે તમને ખરા અંતઃકરણથી આજ્ઞા આપીએ છીએ. લડાઇની શરૂઆત કરો, ઇશ્વર તમને વિજય આપશે

ને ખરૂં પૂછો તો તમે આવા પવિત્ર વિચારથી દુશ્મનોની વચ્ચે હથીઆર વિના પસાર થઇને અમારી પાસે આવ્યા ત્યારથીજ તમારો તો વિજય થઈ ચૂકેલો છે."

તે પછી **ભીષ્મ** અને **દ્રોણે** પોતાના શિષ્યોને લડાઇ સંબંધી કેટલાક અગત્યના નિયમો સમજાવ્યા ને દૂર સુધી સાથે જઇને તેમને રજા આપી.

**યુધિષ્ઠર** અને **અર્જુન**ની આ કારકીર્દીથી દોસ્ત ને દુશ્મન બંનેને એમના હિતેચ્છુ બનાવી દીધા ને દરેક માણસના મોમાંથી એમના એકદમ વખાણ નીકળવા લાગ્યાં. એમાં કાંઇ શક નથી કે પાંડવોની આ દીનતા એમના ઉત્તમ ચરિત્રનો પુરાવો છે. એમણે આ કામ એવું કર્યું કે તલવારનો ઉપયોગ કર્યા પહેલાં દુશ્મનો એમનાથી જાણે પરાજય પામી ગયા. વાક્યરૂપી તલવારથી એમણે દરેકનું અંતઃકરણ જીતી લીધું. એમણે શત્રુઓનાં અંતઃકરણ નરમ કરી દીધાં. એમ નહિ બલ્કે પોતાના લશ્કરનો ઉત્સાહ બમણો કરી દીધો. આ બનાવ પછી યુધિષ્ઠિરનો દરેક સિપાઇ યુધિષ્ઠિરને નિરપરાધી ને દુર્યોધનને પાપી અને જુલમી સમજવા લાગ્યો. ને પછી તેણે પુરા ઇમાનની સાથે ને સાચા જુસ્સાના ઇરાદાથી દુશ્મનના માથાપર તલવારો મારી હશે.

આજે યુધિષ્ઠિર ને **અર્જુન** જગતમાં નથી, આજે દુર્યોધનની રાખ પણ જગતમાં નથી પરંતુ પાંડવોનું આ કૃત્ય સદાકાળ રહેશે ને હિંદુ કોમની ઉત્તમ ટેવોની સાક્ષી વંશપરંપરા આપશે કે એ કોમના રાજ્ય કર્તાઓ દુશ્મનીની હાલતમાં પણ એવા મોટા મનન. ને આબરૂદારીને અનુસરનારા હતા.

આ સીન ઉપર પડદો પડયો એટલે **અર્જુન** પોતાના લડાઇના રથ પર સ્વાર થયો. ને

**અર્જુનનો રથ**

શ્રીકૃષ્ણ વાયદા પ્રમાણે તેના સારથિ થયા ને રથ લઇને રણક્ષેત્રમાં આવ્યા.

**અર્જુને** કહ્યું "મારા સ્વામી સારથિ જરા આ રથ લઇને શતરૂની વ્યુહરચનામાં થઇને ચાલો કે હું જોઇ લઉં કે આજે અમારી સાથે લડવા કોણ કોણ આવ્યા છે ને અમારે કોની કોની શક્તિનો મુકાબલો કરવાનો છે."

શ્રીકૃષ્ણે એવુંજ કર્યું ને રથને રણક્ષેત્રમાં ફેરવ્યો જ્યારે અર્જુને બધું જોઇ લીધું તો તરત બોલ્યો.

"ગુરૂદાતા ! મારા બાહુ કંપે છે, મારૂં હૃદય ધ્રુજે છે, ધર્મ ને અંતઃકરણ ચલાયમાન થાય છે, જ્યારે હું જોઉં છું કે મુકાબલાની પંક્તિમાં વૃદ્ધો, ગુરૂઓ, ભાઇઓ, કુટુંબીઓ ને સગાંવહાલાં વિના બીજું કોઇ નથી. શું હું આ વહાલાઓ ઉપર તલવાર ઉગામું ? શું મારે મારા વડીલો પ્રત્યે અસભ્ય થવું પડશે? શું હું મારાં સગાઓને લોહી ને ધુળમાં સુવાડું ? નહિ, નહિ, હે મારા આગેવાન ! મારાથી એ નહિ થઇ શકે. દુન્યામાં જીવવાની મજા, હકુમત ને ધન દોલતની મજા એ લોકોના કારણથીજ છે. જ્યારે હું એમને કતલ કરી નાંખીશ તો પછી હકુમત ને ધન દોલત શી રીતે શોભશે. મારાથી આ ગુનોહ કદી પણ થઇ શકશે નહિ. રથને પાછો વાળો, મારાથી લડાઇ થઇ શકશે નહિ. પોતાના ઘરવાળાઓને મારી નાંખી જે પ્રતિષ્ઠા મળે તેને હું અપમાન સમજું છું."

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥ गीता अ० २




સારથિ તરીકે શ્રી કૃષ્ણ અર્જુનને ગીતાનો બોધ કરે છે.

*The Lakshmi Art, Byculla, Bombay.*

શ્રીકૃષ્ણજીએ અર્જુનની આ વાત સાંભળી એટલે સ્મિત હાસ્ય કરી પોતાની બેઠકથી જરાક

**ગીતાનું ભાષણ** વાંકા વળી અર્જુનને જોયો ને ફરમાવ્યું:—

"જીવતર શું છે? મરણ શું છે? તું એનો ભેદ સમજ્યો છે? આનંદ કોને કહે છે? શોક શું છે? ન્યાયનો અર્થ શો છે? જુલમ કોને કહે છે? અરે અજ્ઞાની! તને હમણાં એમાંની એક પણ બાબતનું જ્ઞાન નથી. જો તને જ્ઞાન હોતતો આવી કાયરપણાની વાત ન કરત. તું ક્ષત્રિય છે અને ક્ષત્રિનો ધર્મ એ છે કે તે જુલમીનો નાશ કરે ને તેના જુલમથી કષ્ટ પામેલાઓને તેના પંજામાંથી છોડવે. જેને તેં પોતાના સગાં સમજ્યાં છે તેમાં કોઇ પણ આપણો નથી, બધા પારકા છે. અપરાધ ને પાપ એક મેલ છે જે વસ્ત્રનું શ્વેતપણું ખોઈ નાંખે છે. જો ધોબી વસ્ત્રો પર દયા કરી તેમને પત્થરની શિલાઓ પર વારંવાર ન પછાડે તો કહે કે મેલ શી રીતે દૂર થાય ને તે કેવી રીતે ધોળાં થાય? આ સામે ઉભેલું લસ્કર પાપોથી મલીન થઇ ગયું છે તલવારના ઘાટ પર એને ધોવું જોઇએ. એ મરતાં નથી, લુગડાં બદલે છે. આ પાપી શરીરો બદલાઇ જશે, ને તારી તલવાર એમને બદલી નાંખશે એટલે પછી એમને ધોળાં ને સ્વચ્છ શરીર રૂપી વસ્ત્ર મળશે. હિંમત ન હાર, તારી જવાંમર્દીને કલંક ન લગાડ, બહાદુર ક્ષત્રિઓની પેઠે તીરકામઠું ઉપાડ, તલવાર ઉગામ ભાલો હલાવ ને લડ."

આ ગીતાનો આરંભ હતો ને તે પછી વખતો વખત જે ભાષણો શ્રીકૃષ્ણે અર્જુનની આગળ આ રણક્ષેત્રમાં આપ્યા છે તે બધાનો સંગ્રહ તે ગીતાનું પુસ્તક છે.

જે લોકો એવી શંકા કરે છે કે આવા નાજુક સમયમાં વ્યાખ્યાન અને તે પણ આવી બારીક ફીલસુફીવાળું કરવાની નવરાશ ક્યાં હશે. માટે ગીતાનો શ્રીકૃષ્ણ સાથે કાંઇ સંબંધ નથી. એ કોઇ અન્ય માણસની રચના છે. એમનું કહેવું તદ્દન જુદું છે. શ્રીકૃષ્ણને બોલવા ને રથને અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં લાવવા વિના બીજું કામજ શું હતું. એમની સાધારણ વાતો પણ જિંદગી ને મરણ સંબંધી ફિલસુફીથી ભરેલી હતી તો પછી મનની લાગણીઓને ઉશ્કેરનાર એક મોટા વિગ્રહને આંખો જોતી હોય, મરનારાઓની બેચેનીઓ, ઘાયલોની બુમો, તલવારનો ખડખડાટ, તીરોના સપાટા, સંભળાતા હોય એવો સમય પ્રાપ્ત થાય ત્યારે તો શું કહેવાનું હતું. જે વખતે ભાઇ ભાઇનું ગળું કાપતો હોય તો એક નિર્મળ અંતઃકરણ વાળો ને પ્રકાશિત મગજ શકિત વાળો ફિલસુફ જે કાંઇ કહે તે થોડું છે. આ પુસ્તકના બીજા ભાગમાં ગીતા ને તેની ફીલસુફી ઉપર સમાલોચના થશે. અહીં તો ફકત એટલુંજ બતાવવું હતું કે લડાઇની પહેલાં આવો બનાવ બન્યો ને અર્જુનને હિંમત હારતો જોઇને શ્રીકૃષ્ણે તેને બીજી વાર તૈયાર કર્યો અને એમનાજ ભાષણથી અસર પામીને તેને લડાઇ તરફ પ્રવૃત્તિ થઇ ને આજ વખતે ગીતાનાં ભાષણો થયાં.

**મુકાબલો.**

છેવટે અર્જુન લડવા માટે તૈયાર થયો, તીર હાથમાંથી નીકળવા લાગ્યાં, ધનુષ્ય બેવડ થવા લાગ્યાં, છાતીઓ વિંધાવા લાગી, તલવારો મસ્તકો ઉપર રમવા લાગી અને બંને લશ્કરોએ વીરપણું દેખાડવા માંડયું.

યુધિષ્ઠિરની ફોજનો સેનાધિપતિ ધૃષ્ટદ્યુમ્ની દ્રુપદનો દીકરો ને

અર્જુનનો સાળો હતો ને દુર્યોધનના સેનાપતિ **ભીષ્મ**પિતામહ હતા.

**ભીષ્મ** લડાઇના હુંનરમાં એવા પાવરધા હતા કે તેમની બરાબર **યુધિષ્ઠિર**ના લસ્કરમાં કોઇ અમલદાર નહોતો ફક્ત **અર્જુન** હતો અને **અર્જુન**ની સ્થિતિ એવી હતી કે તે શ્રી કૃષ્ણના ભાષણથી જો કે લડવા માટે તૈયાર તો થઇ ગયો હતો પણ ચિત્ત ચોટતું નહોતું. તેમાં પણ જ્યારે **ભીષ્મ**પિતામહ જેવા વૃદ્ધને જોતો હતો ત્યારે આંખ આડા કાન કરી જતો ને જાણી જોઇને લડાઇમાં નબળાઇ દેખાડતો હતો. એ કારણથી **ભીષ્મ**નું લશ્કર બહાદુરીથી આગળ પડીને હુમલા કરતું હતું ને **યુધિષ્ઠિર**ની વ્યુહરચના વેરણછેરણ થઇ જતી હતી ને માણસોનું નુકસાન થતું હતું.

કેટલાક દિવસ સુધી આવો રંગ રહ્યો ને **ભીષ્મે** **યુધિષ્ઠિર**ના લસ્કરના હોશ ઉડાવી દીધા ને અતિશય નુકશાન કર્યું. એટલે **શ્રીકૃષ્ણ**ને નઠારા પરિણામની બીક પેઠી ને તેમણે જાણી લીધું કે **અર્જુન** જાણી જોઇને વિલંબ કરે છે ને **ભીષ્મ**ની સાથે લડવાની ઇચ્છા રાખતો નથી આવી રીતે તો બધી ફોજ નાશ પામશે. તે માટે તેઓ વારંવાર **અર્જુન**ના રથને **ભીષ્મ**ની પાસે લાવતા હતા કે ગમે તેમ કરીને **અર્જુન** **ભીષ્મ**નું કામ પુરૂં કરી નાંખે પરંતુ તે દરેક વખતે હાથ રોકી લેતો હતો.

તમને યાદ હશે કે **શ્રીકૃષ્ણે** પણ લીધું હતું કે આ લડાઇમાં હું હથીઆર ઝાલીશ નહિ, પરંતુ જ્યારે તેમણે **અર્જુન**નો આ વિવેક જોયો ત્યારે તેમનાથી રહેવાયું નહિ તેથી રથમાંથી કુદી પડયા ને રથનું પૈડું લઇને પોતે **ભીષ્મ**ના મુકાબલા માટે દોડયા.

આ સ્થિતિ જોઇને આણી તરફથી **અર્જુન** હાથ જોડીને બુમ પાડતો દોડયો કે "પ્રભુને વાસ્તે તમે તમારૂં પણ તોડો નહિ. આપ હથીઆર ન વાપરો હું લડુંચું, હું **ભીષ્મ** પર હુમલો કરૂં છું." પેલી તરફ **ભીષ્મે** ગર્જના કરીકે "આવો આવો મારૂં માથું હાજર છે. મારો એવો ધનભાગ્ય કયાંથી કે આપને હાથે મારૂં માથું કપાય. લો લો, હું મારૂં માથું નમાવું છું. શક્તિ અજમાવો." વાંચનારને ખબર છે કે **ભીષ્મ** પિતામહ શ્રીકૃષ્ણને અવતાર માની તેમના સેવક થયા હતા ને એમની પ્રતિષ્ઠા એમના મનમાં એટલી હતી જેટલી એક અવતારની હોવી જોઇએ. **ભીષ્મ** તે માણસ છે જેણે રાજ્યસૂયજ્ઞમાં શ્રીકૃષ્ણની પ્રથમ પૂજા કરવાની દરખાસ્ત મૂકી હતી ને તે શિશુપાલની સાથે કૃષ્ણનો પક્ષ લઇ લડયા હતા. જ્યારે એણે શ્રીકૃષ્ણ જેવા પરમાત્માને જોયા કે તે મને કતલ કરવા તત્પર છે તો તેનું રાજી થવું સ્વાભાવિક હતું કે મારો અંતકાળ એક અવતારના હાથે થાય છે. જરા વિચાર કરો, એના પ્રેમપરિક્ષક હૃદયને જોજો કે જ્યારે એણે પોતાના પ્રિય ને ખરેખરા ઇચ્છિત નરને હાથમાં તલવાર લઇને પોતાના પર હુમલો કરવા માટે આવતાં જોયા હશે તો તેના હૃદયમાં કેવા કેવા ઉદ્ગાર ઉદભવ્યા હશે ને તેણે કેવી સાચી ને અસરકારક ખુશીની ગર્જ કરી હશે. **અર્જુનના** કાલાવાલાથી શ્રીકૃષ્ણે પૈડું ફેંકી દીધું ને મંદહાસ્ય કરતાં **ભીષ્મને** નીહાળતાં ફરી રથપર ચડી બેઠા ને લડાઇનો દેખાવ ફરી પ્રથમની પેઠે શરૂ થયો.

બીજે દિવસે **ભીષ્મે** પોતાના લસ્કરમાંથી કોઇને કહ્યું કે "મારૂં મરણ એવા માણસના હાથે નિર્માણ થએલું છે જેનું રૂપ સ્ત્રીના જેવું હશે. એ ખબર **અર્જુનને** થઇ

**શિખંડી** નામે એક માણસને તેણે સાથે લીધો જે વ્યંઢળ હતો ને **ભીષ્મ** પર હુમલો કર્યો. **શિખંડીને** સામે જોઇને **ભીષ્મે** હથીઆર ફેંકી દીધાં ને **અર્જુને** એક કારી ઘા **ભીષ્મને** કર્યો જેથી તે તંમર ખાઇને નીચે પડયો.

**ભીષ્મ** પડયો એટલે બંને તરફના સરદારો દોડયા ને **ભીષ્મની** આજુબાજુ એકઠા થઇ ગયા. **ભીષ્મે** ઓશીકું માગ્યું, દુર્યોધને રેશમી નવાં ઓશીકાં મંગાવ્યાં પરંતુ **ભીષ્મે** તે માથા હેઠે મૂકવાની ના પાડી. એટલે **અર્જુને** ત્રણ તીર જમીનમાં દાટયાં ને **ભીષ્મે** રાજી થઇને એ તીરોના ટેકાથી માથું ટેકી આરામ લીધો.

આ ઓશીકું **ભીષ્મની** જવાંમર્દી ને વીરપુરૂષની પ્રતિષ્ઠાનો ઉત્તમ નમુનો હતો જેમાં તેણે પાકું કોમને એ સાર્થક શીખામણ દીધી કે બહાદુર લોકો રેશમી ઓશીકાં વાપરતા નથી બલ્કે બાણુશય્યા ઉપર સુઇ રહીને આરામ લે છે.

કેટલાક લોકો કહે છે કે **ભીષ્મ** પિતામહે પોતે પોતાના મારનારની સ્થિતિ બતાવી નહોતી પરંતુ તેના સ્વભાવનો વિચાર કરીને **અર્જુને શિખંડી** નામે વ્યંઢળને સામે ઉભો કર્યો હતો કે જેથી તેને સ્ત્રી સમજીને તેના ઉપર હથીઆરનો ઉપયોગ કરે નહિ ને હું આ અવસરનો લાગ લઇને મારૂં ધાર્યું કરી શકું.

જો આ કહેવું સત્ય છે તો એમા પણ **ભીષ્મની** વીરતા જાહેર થાય છે કે તેણે જીવની પરવાહ ન કરીને સ્ત્રીના ઉપર હાથ ઉગામ્યો નહિ.

**ભીષ્મ** ઘાએલ થઇને નિરૂપયોગી થઇ ગયો એટલે દુર્યોધનના લશ્કરની સરદારી દ્રોણા-

**દ્રોણાચાર્યનું સેનાપતિપણું.** ચાર્યને સોંપવામાં આવી. એ માણસ ભીષ્મથી વધારે કાબેલ જનરલ હતો. એણે પણ એવા દાવપેચ રમાડયા અને એવી બહાદુરીથી ફોજોને લડાવી કે યુધિષ્ઠિરની ફોજનો ઘાણ કાઢી નાંખ્યો. જો કે યુધિષ્ઠિરના લશ્કરના સરદાર ખરા જીવથી લડતા હતા, પરંતુ દ્રોણની ચતુરાઇને લશ્કરની ગોઠવણની આગળ તેમનો કોઇ ઉપાય ચાલતો નહોતો, ને નામીચા વીર પુરૂષો કપાઇને પડતા હતા. એટલે શ્રીકૃષ્ણે એક યુક્તિ કરીકે દ્રોણની સામે કપટ કરવાની જરૂર છે. કપટની લડાઇમાં રજા છે ને એ વિના દ્રોણની શક્તિનો નાશ થશે નહિ. પરંતુ દ્રોણ કપટમાં આવી શકશે નહિ જ્યાં સુધી યુધિષ્ઠિર એમાં ભાગ ન લે. કેમકે યુધિષ્ઠર ઉપર દ્રોણને ઘણો વિશ્વાસ છે ને તે જાણે છે કે યુધિષ્ઠર કદી જુઠ બોલતો નથી. પરંતુ યુધિષ્ઠિરને રાજી કરવો એ કામ સૌથી વધારે અઘરૂં હતું. તેથી શ્રીકૃષ્ણની સલાહથી આ પ્રમાણે નક્કી કરવામાં આવ્યું. અશ્વત્થામા નામે એક હાથિ યુધિષ્ઠિરની સામે લાવીને મારવામાં આવ્યો ને તે પછી યુધિષ્ઠિરને કહ્યું કે "તે બુમ પાડીને કહે કે અશ્વત્થામા હાથી માર્યો ગયો. અશ્વત્થામા માર્યો ગયો એ શબ્દો તો જોરથી કહે ને હાથી શબ્દ ધીમેથી બોલે કે જેથી છેટેના માણસો હાથી શબ્દ સાંભળી શકે નહિ. ફક્ત અશ્વત્થામા મરી ગયો એ શબ્દો સાંભળી શકે." એ પ્રમાણેજ કરવામાં આવ્યું ને યુધિષ્ઠિરે ઘણીજ મુસીબતે આ અસત્ય કબુલ કર્યું ને અશ્વત્થામા માર્યો ગયો એ શબ્દો જોરથી બોલ્યો.

દ્રોણના દીકરાનું નામ પણ અશ્વત્થામા હતું ને એ કપટ એટલાજ માટે કરવાની જરૂર પડી હતી કે દ્રોણનું મન દીકરાના મરણની હકીકત સાંભળીને ખાટું થઇ જાય ને

જ્યારે તે હિંમત હારી જાય તો અમે તેને મારી નાંખીએ.

દ્રોણ યુધિષ્ઠિરને મહા સત્યવાદી ને ધાર્મિક જાણતો હતો તેને જરા પણ શંકા નહોતી કે યુધિષ્ઠિર કપટ કરશે તેથી એણે જેવું યુધિષ્ઠિરને મોઢે સાંભળ્યું કે અશ્વત્થામા માર્યો ગયો તેજ વખતે હાય હાય કરીને હૃદય ભંગ થઇ ગયો ને દીકરાના શોકે તેની હિંમતની કેડ તોડી નાંખી. શતરૂઓ તો આ દાવમાં પહેલાંથીજ હતા ધૃષ્ટદ્યુમ્ન સેનાપતિએ આગળ વધીને દ્રોણને મારી નાંખ્યો.

દ્રોણના બનાવમાં યુધિષ્ઠિર અને શ્રી કૃષ્ણની ઉપર જુઠ ને કપટનું તોહમત મૂકવામાં આવે છે પરંતુ આજ કાલના સમયમાં પણ કે જ્યારે દરેક માણસને સત્ય વક્તાનો દાવો છે કોઇ પણ આવા પ્રકારના કામ ને કપટને જુઠ કહેતો નથી. હું આ પુસ્તક લખું છું, યુરોપમાં વિગ્રહ ચાલે છે, દુન્યાની મહાન શક્તિઓ લડાઇના મેદાનમાં હથીઆર વાપરી રહી છે ને દરેક પક્ષ લડાઇના બનાવોને પોતાની મતલબ પ્રમાણે વર્ણવે છે. સત્યા સત્યની કોઇને પણ પરવા નથી. જૂઠને યોગ્ય સમજી લીધું છે ને કોઇ પણ માણસ એના ઉપર ટીકા કરતો નથી. કેમકે લડાઇની મુસ્કેલીઓને હવે એક નાનું બાળક પણ સમજે છે તેથી મહાભારત જેવું મહાન યુદ્ધ ને દ્રોણ જેવા અનુભવી જનરલનો પરાજય કરવા માટે આવા કપટ સિવાય બીજી કોઇ યુક્તિ નહોતી. શ્રી કૃષ્ણે જે કાંઇ કર્યું તે લડાઇના નિયમ પ્રમાણે કર્યું ને તેથી એમના ઉપર કોઇ પ્રકારનું તોહમત મૂકી શકાય નહિ.

મુસલમાનોમાં પણ લડાઇ વખતે કપટ કરવાની રજા છે, પરંતુ કોલ કરાર ને વાયદાની વિરૂદ્ધ જાય એવા કપટની

રજા નથી દ્રોણની સાથે જે કપટ કરવામાં આવ્યું તે એક સાદા પ્રકારનો દગો હતો, અથવા સાધારણ ભૂલમાં નાંખવાની યુક્તિ હતી. કોલ કરારથી વિરૂદ્ધ કોઇ કામ કરવામાં આવ્યું નહોતું. અલબત દુર્યોધનની ફોજે જે કપટ કર્યા છે તે દગાબાજીની હદ સુધી પોંહોંચ્યાં હતાં. દાખલા તરીકે એજ દ્રોણના દીકરા અશ્વત્થામાએ દુર્યોધનના ઘાએલ થયા પછી ને પરાજય પછી એક રાત્રે ચોરોની પેઠે આવીને પાંડવોના બધા જુવાન રાજકુંવરોને કતલ કરી નાંખ્યા હતા. એ કામ વીર પુરૂષને માટે ને લડાઇના નિયમ પ્રમાણે અયોગ્ય છે. સુતેલા માણસોને ખબર આપ્યા વિના મારવા એ નીચ માણસનું કૃત્ય છે.

**શ્રી** કૃષ્ણ ઇશ્કના ગુરૂ હતા, લડાઇના ગુરૂ હતા, નાગરિક વિદ્યાના ગુરૂ હતા. ને પરલોકનું જ્ઞાન આપનાર ગુરૂ હતા. એમના આ કામથી એ વિના બીજું સાબીત થતું નથી કે તેમણે લડાઇના કામનો એક ઉત્તમ દાખલો જગતને દેખાડયો છે. હવે તેમને ગમે સારા કહો કે નઠારા. તેમને અથવા તેમની ઉત્તમ પદવીને એની સાથે કાંઈ સંબંધ નથી કે એથી એમની પવિત્ર રહેણી કરણી ઉપર કાંઇ ડાઘ લાગવાનો નથી કેમકે તેમણે જે કાંઇ કર્યું તે દ્રોણની અયોગ્ય વર્તણુકનો જવાબ હતો. ને ન્યાયથી જોવામાં આવે તો ઘણુંજ ઓછું કર્યું છે. દ્રોણ બ્રાહ્મણ હતો, દ્રોણ ધર્મનો આગેવાન પણ મનાતો હતો, એની લશ્કરી પદવી પણ ઘણી માન ભરેલી હતી. પરંતુ તેણે સૌથી પહેલી અયોગ્ય વાત તો એ કરી કે દુશ્મનની સામે એવાં શસ્ત્રનો ઉપયોગ કર્યો જેની શત્રુને ખબર નહોતી ને તેથી અસંખ્ય માણસોના પ્રાણ ગયા.

આજે જર્મન કોમ ઉપર સૌથી મોટું કલંક એ મૂકવામાં આવે છે કે તે લડાઇમાં એવાં હથીઆરો વાપરે છે જેનો જવાબ તેના દુશ્મનોની પાસે નથી. અથવા એવાં કામો કરે છે કે જેથી વધારે માણસોનો નાશ થાય. ટોરપીડોની મદદથી મુસાફરીનાં વહાણોને ડુબાડે છે, ને હજારો નિરપરાધી શહેરી, સ્ત્રીઓ, બાળકો, ને વૃદ્ધો ડુબીને મરણ પામે છે અથવા હવાઇ વિમાનોથી શહેરોમાં બોંબ ફેંકે છે જેથી લડાઇમાં શામેલ ન થએલી પ્રજા મારી જાય છે અથવા રણક્ષેત્રમાં ઝેરી ગેસનો ઉપયોગ કરવામાં આવે છે કે જેથી માણસો ગુંગળાઇને મરણ પામે છે.

તેથી જર્મનોના શત્રુઓ પણ કોઈ પ્રકારનું કપટ તેની વિરૂદ્ધમાં કરે તો કોઇ ન્યાયી માણસ તેમનો વાંક કાઢી શકશે નહિ.

એજ સ્થિતિ દ્રોણાચાર્યની પણ હતી. તે લડાઇની સાયન્સથી સારી પેઠ માહીતગાર હતો, એને એવા હથીઆરની ખબર હતી કે જે ક્ષણવારમાં હજારો માણસોનો ઘાણ કાઢી નાંખે. તે એવી અદ્દભુત યુક્તિઓ લડાઇની જાણતો હતો જેનો જવાબ દુશ્મનની પાસે નહોતો. પાંડવોના લશ્કરે જોયું કે દ્રોણ બ્રાહ્મણ છે; છતાં પણ આવું પાપ કરે છે કે તેનાં નાશકારક હથીઆરોથી અમારી ફોજોની પંક્તિઓની પંક્તિઓ મરી જાય છે ને અમે એનો કોઇ ઉપાય કરી શકતા નથી તો શું તેઓ દ્રોણને ક્ષમા કરી શકત? આજે અમે દમદમ ગોળીઓના ઉપયોગની સામે કચવાટ કરીએ છીએ કે એથી ઘા ઉંડો થાય છે ને વધારે માણસો મરી જાય છે. કાલે અમે દ્રોણને કેવી રીતે માફ કરી શકવાના હતા. જેણે

બ્રાહ્મણ છતાં માણસાઇથી વિરૂદ્ધ જીવલેણ હથીઆરોનો ઉપયોગ કરી હજારો નિરપરાધીઓને મારી નાંખ્યા.

દ્રોણે વળી એક બીજું નીચ કામ પણ કર્યું જે લડાઇના નિયમો અને લડાઇના કાયદા પ્રમાણે અયોગ્ય હતું ને દ્રોણ જેવા મોટી પદવી વાળા માણસની પ્રતિષ્ઠાને કલંક લગાડનાર હતું. તે એકે એક દિવસ લડાઇની દરમ્યાનમાં **શ્રીકૃષ્ણ** ને **અર્જુન** લડાઇનો નકશો ગોઠવવા માટે રણક્ષેત્રમાંથી બીજે ગયા હતા ને **અર્જુન**નો દીકરો **અભિમન્યુ** જે **શ્રી**કૃષ્ણની બહેન **સુભદ્રા**ના પેટથી હતો બાપની જગાએ ફોજનું ઉપરી પણું કરતો હતો તે વખતે દ્રોણે લાગ જોઇને પોતાના લશ્કરના છ પ્રખ્યાત જનરલોને વીણી કાઢયા ને સાતમો પોતે તેમની સામે થયો ને બધાએ મળીને બીચારા **અભિમન્યુ**ને ઘેરી લીધો. જેની ઉમર આ વખતે ૧૬ વરસની હતી. **અભિમન્યુ**એ વીરને છાજે એવી રીતે મુકાબલો કર્યો ને સારી રીતે હાથ દેખાડયા. પરંતુ સાત અનુભવી ને દગાબાજ સેનાપતિઓની આગળ ૧૬ વરસના બાળકની શી વીશાત હતી ? જખમી થઇને પડયો ને સિંધના રાજા જયદ્રથે તેનું માથું કાપી નાંખ્યું.

**અભિમન્યુ**ના કતલ થયાથી યુધિષ્ઠિરના લશ્કરમાં ગભરામણ થઇ ને એવો જબરો શોક ને વિલાપ થયો કે જેની કાંઇ હદ નહોતી. સાંજરે **અર્જુન** ને **શ્રી**કૃષ્ણ પાછા આવ્યા, એટલે આ હકીકત સાંભળી તેમને પણ શોક થયો ને **અર્જુને** જયદ્રથને બીજે દિવશે મારી ને પુત્રના વેરનો બદલો લીધો.

દ્રોણનાં આ બે નિચ કૃત્યો જોઇને **શ્રી**કૃષ્ણે આ કપટ કર્યું હતું તેથી આ યુક્તિ અયોગ્ય હતી એમ કોઇ કહી શકશે? દ્રોણને લાજ ન આવી જયારે તે એક નાના બાળ-

કની સામે ૭ જનરલોને લઇને ગયો ને એકાંતમાં તેને મારી નાંખ્યો. શ્રીકૃષ્ણની આ યુક્તિમાં દ્રોણ વિના જગતને કાંઈ નુકસાન થવાનું નહોતું. તેમણે એક કુપાત્ર ને મૂજીને મારીને હજારોના જીવ બચાવ્યા કે જે આ લુચ્ચાના ભયાનક હથીઆરોથી મરણ પામતા હતા તેથી એવું કપટ એવું અસત્ય હજારો ધર્મ ને લાખો સત્યથી ઉત્તમ છે કે જે ઇશ્વરની સૃષ્ટિના જીવ બચાવે.

**કર્ણની લડાઈ.**

ભીષ્મ ને દ્રોણના મરણોએ દુર્યોધનનો ઉત્સાહ ભંગ કરી નાંખ્યો. એનું લશ્કર વેરણ બેરણ ને ગભરાએલું જણાવા લાગ્યું, છતાં ઇર્ષ્યા રૂપી અગ્નિ એમને આશ્રય આપતો હતો. દ્રોણ મર્યો એટલે એણે કર્ણને સેનાપતિ નીમ્યો ને બીજે દિવસે કર્ણ ઘણા ઠાઠમાઠથી રણક્ષેત્રમાં લશ્કરોને લડાવવા લાગ્યો ને સારી પેઠે એક જનરલને છાજે એવા હુનરો દેખાડયા.

કર્ણે સોગન ખાધા હતા કે કાંતો અર્જુનને હું કતલ કરીશ કે કાંતો તેના હાથે હું માર્યો જઇશ. તેથી કર્ણના સેનાપતિ પણાએ લશ્કરમાં એક અદ્ભુત ચમત્કાર દેખાડયો હતો. દુર્યોધનની ફોજ ધારતી હતી કે કર્ણ જરૂર અર્જુનને મારશે, કેમકે લડાઇના હુનરમાં એ તેનો બરાબરીઓ છે ને વેર લેવાનો જોશ એનામાં અર્જુન કરતાં વિશેષ છે.

યુધિષ્ઠિરના સૈન્યને એક તરફથી અર્જુનની ફિકર હતી તો બીજી તરફ એટલી આશા હતી કે કર્ણની પછી મેદાનમાં કોઇ નથી. એને માર્યો એટલે જાણે દુર્યોધનને માર્યો. પછી કોઇ કાંટો મેદાનમાં રહેશે નહિ. અર્થાત એવીજ આશા ને બીકમાં કર્ણનું યુદ્ધ શરૂ થયું. કર્ણે પણ ભીષ્મ ને દ્રોણની પેઠે યુધિષ્ઠિરના લશ્કરને ઘણું નુકસાન કર્યું. તે તાકી તાકીને અરજુનને તીર

મારતો હતો ને અરજુનની પણ ઇચ્છા હતી કે કર્ણની સામે જઇને મુકાબલો કરે. પરંતુ શ્રીકૃષ્ણ અરજુનના રથને કર્ણની સામે લઇ જતા નહોતા. ને જાણી જોઇને બીજે રસ્તે લઇ જતા હતા. કર્ણે વિચાર કર્યો કે અરજુન શક્તિહીન ને બીકણ થઇ ગયો છે તેથી તેને હિંમત આવતી હતી. પણ શ્રીકૃષ્ણનો વિચાર એવો હતો કે જ્યારે કર્ણ સારી પેઠે થાકી જાય ત્યારે અરજુનની સામે તેનો મુકાબલો કરાવીશ.

આખરે કેટલાક દિવસ પછી એક દિવસ એકાએક શ્રીકૃષ્ણ અરજુનનો રથ લઇને કર્ણની સામે આવીને ઉભા થયા ને આ બંને વીરપુરૂષોની લડાઇનો આરંભ થયો. આ વખતે બંને સૈન્યો દિગ્મૂઢ થઇને લડાઇનો તમાશો જોતા હતા ને દરેક માણસોનું હૃદય પરિણામનો વિચાર કરીને ધ્રુજતું. કર્ણ અરજુનની સાથે એવી બહાદુરીથી લડ્યો કે જેનું કાંઇ વર્ણન થઇ શકે નહિ. અરજુનના હોશ ઉડી ગયા. પરંતુ શ્રીકૃષ્ણે સારથિ તરીકેના હુનરોથી કર્ણને ગભરાવી મૂક્યો ને રથને એટલી ઝડપથી ચકર ચકર ફેરવતા હતા કે કર્ણ પોતાની નેમ સચોટ તાકી શકતો નહોતો. એટલામાં કર્ણના રથનું પૈડું કીચડમાં ચોટી ગયું ને તેણે અરજુનને બુમ પાડીને કહ્યું. "જરા હાથ રોકી લો હું પૈડું કીચડમાંથી કાઢી લઉં" એની આ માગણી યુધ્ધના નિયમ પ્રમાણે યોગ્ય હતી. તેથી અરજુને હાથ ખેંચી લીધો ને કર્ણ પોતે રથમાંથી ઉતરીને કીચડમાંથી પૈડું કાઢવા લાગ્યો. તે વખતે શ્રીકૃષ્ણે કર્ણને ઠપકો દીધો ને કહ્યું "આજે તું યુધ્ધના નિયમને વળગી રહેવાનું અમને કહે છે, કાલે શું થયું હતું. જ્યારે તેં સાત વીરપુરૂષોને લઇને અભિમન્યુ પર હુમલો કર્યો

હતો. તેં યુધ્ધના નિયમનો ભંગ કરીને તેને મારી નાંખ્યો. શું તું ભૂલી ગયો કે દ્રૌપદીનું માનભંગ થતું જોઇને રાજી થયો હતો, એવા માણસને અભયદાન આપવું યોગ્ય નથી. પરંતુ જો અમે યુધ્ધના નિયમની વિરૂધ્ધ કોઇ કામ કર્યું નથી ને તને અભયદાન આપ્યું."

શ્રીકૃષ્ણનો આ ઠપકો સાંભળીને કર્ણ ઝંખવાણો પડી ગયો. ને પૈડું કાઢીને જ્યારે તેણે મુકાબલો કર્યો ત્યારે એની મેળેજ એની હિંમત તુટી ગઈ હતી ને અરજુને ઘણી સહેલાઇથી તેના જીવતરનો અંત આણ્યો.

કર્ણ મર્યો એટલે દુર્યોધનની આંખોમાં જગત અંધકારમય થઇ ગયું. તેના લશ્કરમાંથી વિલાપનો શોર સંભળાવા લાગ્યો ને લશ્કરની ટુકડીઓ નાસવા લાગી. પરંતુ દુર્યોધને તેમને નાસતાં રોકયા ને રાજા મદ્રાને લશ્કરનો ઉપરી બનાવ્યો પરંતુ તે પણ થોડીવારમાં કપાઇને પડ્યો. એટલે લશ્કર નાસી ગયું ને દુર્યોધન પોતે પણ નાસીને પાસેના એક અરણ્યમાં સંતાઇ પેઠો.

**દુર્યોધનનો અંત**

આ સ્થિતિ જોઇને યુધિષ્ઠિર જંગલમાં ગયો ને દુર્યોધનને બોલાવ્યો ને કહ્યુ "શા માટે સંતાય છે? મેદાનમાં આવ ને વીરપુરૂષની પેઠે મુકાબલો કર, જો તું દ્વંદ્વયુધ્ધમાં વિજય પામીશતો આ બધું પાછું તારૂંજ છે. અમે પાંચે ભાઇઓમાંથી જો તું એકને પણ કતલ કરીશ તો અમે રાજપાટ છોડી દઇને જંગલમાં ચાલ્યા જઇશું, કુટુંબને કલંક ન લગાડ, સ્ત્રીઓની પેઠે મોં ન સંતાડ. મેદાનમાં આવ ને હિંમત છે તો લડ."

દુર્યોધને ઉત્તર આપ્યો "હવે હું તાજ ને તખ્તને માટે

લડવાનું ઇચ્છિતો નથી. તેતો મેં તમને બક્ષ્યા. હા, વૃદ્ધો ને ભાઇઓના લોહીનો બદલો તમારી પાસેથી લેવો છે તે માટે યુધ્ધ કરવા તૈયાર છું. પરંતુ લાકડી સિવાય બીજા કોઇ હથીઆરનો ઉપયોગ કરીશ નહિ. તમારામાંથી જેની ઇચ્છા લાકડી સાથે મારી સામે લડવાની હોય તે આવે. પરંતુ હે યુધિષ્ઠિર ને અર્જુન! તમે બંને મારી આગળ મડદાલ જેવા છો તમારાથી લડતાં લાજું છું મારા મુકાબલાનો ભીમ છે તેને બોલાવો કે તે મારી સાથે લડે."

એ સાંભળીને ભીમ આગળ આવ્યો ને દુર્યોધનની સાથે ગદાયુધ્ધ શરૂ થયું. થોડાક વખત પછી દુર્યોધન ઉંધે મસ્તકે પડયો. પડયો એટલે ભીમે તેના માથાપર પગ મૂકયો તે વખતે શ્રીકૃષ્ણે કહ્યું "ખબરદાર હે ભીમ, માથાપરથી પગ લઇ લો લાચાર શત્રુનું માનભંગ કરવું એ વીર પુરૂષનું ભૂષણ નથી."

દુર્યોધન જાંગના જખમથી મર્યો નહોતો પરંતુ મર્યા કરતાં નઠારી હાલતમાં હતો. તેને અધમુઓ છોડીને બધા લોકો તંબુમાં આવતા રહ્યા. આ દુર્યોધનનો અંતકાળ હતો, એનો ભાગ્યરૂપી તારો પૂર્ણ થઇ ગયો હતો. એની રાજકર્ત્તા તરીકેની હોડી ડુબી ચુકી હતી. તે પૃથ્વીપર પડયો પડયો ટાંટીઆ રગડતો હતો ને મહાભારતના યુધ્ધને જાણે પોતાના પડવાની સાથે સમાપ્ત કર્યું હતું.

આજે તે જોઈ રહ્યો હતો કે બધા કાકા, ભાઇઓ, ને મિત્રો મારા લાલચ રૂપી અગ્નિમાં બળીને ભસ્મીભૂત થઇ ગયા હતા. તેને દેખાતું હતું કે દુન્યાની પ્રીતિએ તેનું પરિણામ મારી આગળ ઉભું કર્યું છે, હવે મરણ પાસે છે ને જિંદગી હાથથી જાય છે. આજે કોઇ શક્તિ તેની મદદગાર

નથી. હવે મારી આંખ બંધ થઇ જશે ને તાજ ને તખ્તનાં શોખના ઝગડાઓ મટી જશે.

ઘામાંથી લોહી વહેતું હતું, આંખોમાંથી આંસુ વહેતાં હતાં, હૃદયમાંથી નિસાસા નિકળતાં હતા, શરીરમાંથી જીવ જવાની તૈયારી કરતો હતો, આકાશ ચુપ નજરથી તેને જોતું હતું ને દુર્યોધન નજર રૂપી વાચાથી આકાશને મનમાંને મનમાં ઉદ્દેશી રહ્યો હતો.

આ પરિણામ હતું, હિંદુસ્તાનના એક જુલમી ને બળાત્કાર કરનાર રાજાનું. જેણે સત્ય ને ધર્મ ને ભૂલી જઇને બીજાના હક ઉપર તરાપ મારી હતી, જેને પોતાના લસ્કર ઉપર અહંકાર હતો, જેને પોતાના સેનાપતિઓના લડાઇના હુનરો ઉપર ગર્વ હતો, જે ઇશ્વરની ન્યાયી શક્તિની સામે તૈયાર થઇને લડવા આવ્યો હતો. એ બેગજની આબરૂદાર મૂર્તિને જુઓ કે માટીપર ભાંગેલી પડી છે, એની આશાઓ નાશ પામી, એના લહાવા પાયમાલ થઇ ગયા ને એનીવાંચ્છનાઓ મનમાં મરી ગઇ.

એ દુર્યોધન છે, જુલમનું પરિણામ છે, કેરનો નમુનો છે. ભાઇઓના હકપર તરાપ મારનાર, સ્ત્રીઓનું માન ભંગ કરનાર, દગા ને કપટનું પુતળું, મનની ઇચ્છાઓનો દાસ, આવો જુઓ એનું પરિણામ જુઓ.

માટીનું પાથરણું છે, ઘાસનું ઓશીકું છે. કાંટાઓપર આળોટે છે, લોહીમાં ખરડાએલો, થોડાક દિવસના જીવતરનું સ્વપ્નું જોઇને મોતના હાથે જાગી રહ્યો છે.

યુધિષ્ઠિર ભાઇઓને લઇને પાછો ફર્યો. સૂર્ય આથમી ગયો હતો. દુર્યોધન મેદાનમાં ઘાએલ પડયો હતો ને તેના બાકી રહેલા ત્રણ જનરલો તેને ઓશીકે આવીને ઉભા રહ્યા

**છેલ્લો ઘા**

ને તેની આવી સ્થિતિ જોઇને રડવા લાગ્યા. એ ત્રણમાં દ્રોણનો દીકરો અશ્વત્થામાં પણ હતો.

અશ્વત્થામાએ કહ્યું "હે રાજા તું મને આજ્ઞા આપ કે આજે હું શતરૂઓ પાસેથી મારો ને મારા બાપનો બદલો લઉં." દુર્યોધન મરવાની તૈયારીમાં હતો છતાં એનો અપવિત્ર આત્મા રાજી થયો ને તેણે કહ્યુ.

"હા હા, તને રજા છે. જા અને બદલો લઇને મારા આત્માને શાંતિ આપ." અશ્વત્થામાએ કહ્યુ કે "હું શતરૂપર રાતની વખતે છાપો મારવાનું ધારૂં છું," જનરલ કૃપાચાર્યે કહ્યું કે "એતો પાપી કૃત્ય છે અને અમારા પૂર્વજોએ કદી પણ એવું પાપી કામ કર્યું નથી." અશ્વત્થામાએ કહ્યું કે "છાનો રહે આજે બધું યોગ્ય છે."

આ પ્રમાણે બોલીને તે રાતના અંધારામાં છાનો માનો દુશ્મનના તંબુઓમાં પેસી ગયો અને પ્રથમ દ્રુપદ રાજાના દીકરા ધૃષ્ટદ્યુમ્નના તંબુમાં પહોંચ્યો જેણે અશ્વત્થામાના પિતા દ્રોણાચાર્યને માર્યો હતો. ધૃષ્ટદ્યુમ્ન આ વખતે બે ખબર સુતો હતો. એ પાપીએ એને ઉંઘમાંજ જબ્બે કરી નાંખ્યો ને બાપનો બદલો લઇ ઠંડો થયો. તે પછી પાંડવ વંશના જેટલા રાજકુંવરો, તેમના સહાયકો, રાજાઓ ને સરદારો હતા તે બધાને તંબુઓમાં પેસીને કતલ કર્યા. દૈવજોગે શ્રીકૃષ્ણ, ને પોતાના બધા ભાઇઓની સાથે યુધિષ્ઠિર પણ આ રાત્રે કેમ્પમાં નહોતા, બહાર રહેલા હતા. નહિ તો એમનું મરણ પણ નિશ્ચય થવાનું હતું.

અશ્વત્થામા આ છેલ્લું પાપી કામ કરીને સવારે દુર્યોધનની પાસે ગયો. એ વખતે દુર્યોધનની છેલ્લી ઘડી હતી. કેટલાક શ્વાસ બાકી હતા તેવામાં અશ્વત્થામાએ તેને આ

વધામણી સંભળાવી. દુર્યોધન આ જુલમી કતલથી ઘણોજ રાજી થયો ને બોલ્યો કે–" હવે મારો જીવ સહેલાઇથી જશે. તેં ઘણુંજ સારૂં ને શાબાશી લાયક કામ કર્યું " એટલું કહીને છેલ્લો શ્વાસ લઇને મરણ પામ્યો.

લડાઇ પુરી થઇ એટલે બધાએ વિચાર કર્યો કે દુર્યોધનના માતપિતાને આ પરિણામની ખબર આપવા માટે શ્રીકૃષ્ણને મોકલવા જોઇએ કે એ જઇને તેમને ;શાંત્વન આપે. શ્રીકૃષ્ણે આ વાત મંજુર કરી ને રણક્ષેત્રમાંથી ધૃતરાષ્ટ્રની પાસે પધાર્યા. દુર્યોધયનાં માબાપે જ્યારે આ નઠારા સમાચાર સાંભળ્યા ત્યારે બહુજ કલ્પાંત કરવા લાગ્યાં પરંતુ શ્રીકૃષ્ણે ફીલ્સુફી ભરેલા આખ્યાનથી તેમને ધીરજ રાખવાનો બોધ કરી ચુપ કર્યાં. છેવટે બધી સ્ત્રીઓએ ઇચ્છા દેખાડી કે અમને રણક્ષેત્ર દેખાડો. શ્રીકૃષ્ણે કબુલ કર્યું ને એમને લઇને કુરૂક્ષેત્રમાં પધાર્યા. એ સ્થાનેશ્વર ને પાણીપતની વચ્ચે છે જ્યાં મહાભારતનું યુદ્ધ થયું હતું.

જ્યારે સ્ત્રીઓએ પોતાના સ્વામીઓ, પોતાના ભાઇઓ, દીકરાઓ ને પિતાઓની લાશો જોઇ ત્યારે તેમની રડી રડીને અજબ હાલત થઇ ગઇ ને દુર્યોધનની મા ગાંધારી શ્રીકૃષ્ણને ભાંડવા લાગી ને કહ્યું. " આ બધું તારૂં કામ છે પાંડવો તો લડવા માટે તૈયાર નહોતા તેં તેમને ઉશ્કેરી ઉશ્કેરીને તૈયાર કર્યા ને આ નઠારો દિવસ દેખાડયો. "

શ્રીકૃષ્ણે ગાંધારીને કાંઇ ઉત્તર આપ્યો નહિ ને ચુપ ઉભા રહીને સ્મિત હાસ્ય કરવા લાગ્યા.

તે અજ્ઞાનને શો જવાબ આપત. બેશક તેઓજ આ મહાન યુદ્ધના સ્થાપક હતા. નિશ્ચય એમની લાગલાગટની કોશિશોથી પાંડવોનો જય થયો હતો. પરંતુ તકરારની જડતો

ગાંધારીનો દીકરો દુર્યોધન હતો. શ્રીકૃષ્ણે આ શોક સાગરમાં ડુબેલીના કહેવા પર કાંઇ લક્ષ આપ્યું નહિ ને એને એ શી રીતે કહે કે ગાંડી જેવું કરે તેવું પામે.

**યુધિષ્ઠિરનો રાજ્યભિષેક.**

આ બધું થઇ રહ્યું એટલે યુધિષ્ઠિરને કહ્યું કે "ગાદી પર બેસ," પરંતુ તેણે ના પાડી ને કહ્યું "બધા કુટુંબનો નાશ કરીને શી રીતે ગાદીએ બેસું" તેને ઘણો સમજાવ્યો પણ માન્યું નહિ એટલે સુધી કે ધૃતરાષ્ટ્ર ને ગાંધારીએ પણ આગ્રહ કર્યો ને કહ્યું કે–"હવે તારા વિના મુલકનું રક્ષણ કોણ કરી શકશે?" પરંતુ યુધિષ્ઠિરે માન્યુ નહિ. એટલ શ્રીકૃષ્ણ સામે આવીને બોલ્યા–

"સાંભળ, સાંભળ, હે ગાંડા! વિરાગ એ શી વસ્તુ છે. ને સંસારની માયા એ શું છે? તારા પોતાના શરીરને જો, એમાં અવયવો છે, એમની ફરજો છે, એમાં આત્મા છે, ને જીવતરની ફરજ કર્તવ્ય છે. ક્ષત્રિય કુટુંબમાં જન્મ લીધો છે. મરવા ને મારવાનો શોક કરે છે. ચાલ ઉભો થા, તખ્ત ઉપર બેસ, તાજ પહેર, જગતનું રક્ષણ કર કે તેજ તારૂં સૌથી મોટું કર્ત્તવ્ય ને કર્મ છે."

આ ભાષણ ઘણું લાંબું ને અસરકારક હતું. પરંતુ મેં ફક્ત સાર લખ્યો છે, કેણકે શ્રીકૃષ્ણનાં આ બધાં મૂળ ભાષણો બીજા ભાગમાં ટીકા સાથે લખવામાં આવશે.

યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણના ઉપદેશની અસર થઈ તે તરત માથું નમાવીને ગાદીએ બેઠો. પરંતુ પ્રાયશ્ચિતના એક સમારંભની તૈયારીનો આરંભ કર્યો.

શ્રીકૃષ્ણ એ બધાને નિશ્ચિંત કરીને દિલ્લીથી રવાના થયા ને સીધા દ્વારકા પધાર્યા.

કેટલાક દિવસ પછી પાછા દિલ્હી પધાર્યા ને આ વખતે એમના હાથે એક મરી ગએલો માણસ જીવતો થયો જેની હકીકત આ પ્રમાણે છે.

**અભિમન્યુના મરી ગએલા બાળકનું જીવતા થવું**

તમે હમણા વાંચ્યું છે કે અશ્વત્થામાએ પાંડવોના બધા જુવાન રાજકુંવરોનો નાશ કર્યો હતો ને કોઇ બાળક એવું રહેવા પામ્યું નહોતું જે યુધિષ્ઠિરની પાછળ ગાદીએ બેસવા પામે. પરંતુ ઉતરા રાણી એ જીવવાળી હતી. જે મરી ગએલા અભિમન્યુની વિધવા અને શ્રીકૃષ્ણના ભાણેજની વહુ હતી. તેનાં હમેલ ઉપર બધાની દ્રષ્ટિ હતી ને કહેતા હતા કે "ઇશ્વર એને પુત્ર આપે કે જેથી પાંડવોનો વંશ કાયમ રહે ને આગળ ઉપર વંશ વૃદ્ધિ થાય."

અશ્વમેધ પુરી થવાનો હતો, શ્રીકૃષ્ણ પણ એમાં શામેલ થવા માટે દ્વારકાથી દિલ્હી પધાર્યા હતા. જ્યારે તેઓ શહેરમાં પેઠા તેજ દિવસે ઉતરા રાણીને ત્યાં મુએલો છોકરો અવતર્યો તેથી જેટલો શોક થાય તેટલો ઓછો હતો.

શ્રીકૃષ્ણે સાભળ્યું એટલે તેઓ પણ મહેલમાં પધાર્યા ને મુએલા છોકરાને જોયો. સ્ત્રીઓ એમને વીંટળાઇ વળી ને પગે પડીને કાલાવાલા કરવા લાગી કે "ઇશ્વરને માટે કોઇ રીતે પણ આ છોકરાને પુનર્જીવન આપો: નહિ તો અમારા વંશની સમાપ્તિ થઇ જશે."

શ્રીકૃષ્ણ થોડીક વાર સુધી ચુપ રહ્યા, તે પછી બાળકને ઉદ્દેશીને ફરમાવ્યું "અરે હે માટીનું પુતળું! સાંભળ મેં આખી ઉમર કદી અસત્ય ભાષણ કર્યું નથી, હું કદી રણક્ષેત્રમાંથી નાઠો નથી. જો મારાં આ કામોની ઇશ્વરને ત્યાં

કાંઇ પ્રતિષ્ઠા છે તો તેના પુણ્ય પ્રતાપથી તું જીવતો થઇ જા."

આટલું સાંભળતાંજ બાળક હાલવા લાગ્યું ને તેમાં શ્વાસોશ્વાસ ચાલુ થયો. શ્રીકૃષ્ણનો આ ચમત્કાર જોઇને બધા લોકો તેમને પગે લાગ્યા.

એ બાળકનું નામ પરીક્ષિત રાખવામાં આવ્યું ને યુધિષ્ટિર પછી એજ ગાદીએ બેઠો.

મુડદાંને જીવતા કરવાની વાત આર્ય સમાજીઓને આશ્ચર્યકારક લાગે છે ને તેઓ એ માનતાં ખંચાય છે પરંતુ મુસલમાનો આ બનાવ સાંભળીને કાંઇ પણ આશ્ચર્ય પામશે નહિ. તેઓ માને છે કે ઇશ્વર જ્યારે ઇચ્છે છે ત્યારે પોતાના ભક્તોને હાથે મુડદાંને જીવાડી શકે છે. પ્રાચીન કાળના પેગંબરોએ મુડદાં જીવતાં કર્યાં છે. છેલ્લા જમાનાના પેગંબર **હઝરત મુહમ્મદ રસુલુલ્લાહ** સલ૦નાં અનુયાયીઓમાંના કેટલાક ઓલીઆઓએ સંખ્યાબંધ મુડદાં જીવતાં કર્યાં છે.

જો આજે યુરોપ કે અમેરિકાના ફિલાસોફરો અથવા સાયન્સ જાણનારાઓ કોઇ મશીન અથવા યુક્તિ મુડદાંઓને જીવતા કરવાની શોધી કાઢત તો નિશ્ચય આર્યસમાજી સાહેબો શ્રીકૃષ્ણના આ ચમત્કારને પણ કબુલ રાખત કેમકે એમના જેવા બુદ્ધિની પૂજા કરનારા બધા લોકો ગમે તો હિંદુ હોય કે મુસલમાન, ખ્રિસ્તિ હોય કે પારસી, પોતાના ધરની ખ્યાતિને ત્યારેજ માને છે જ્યારે યુરોપની સત્યતા એ બાબત ઉપર સાબિતી આપે.

**શ્રી** કૃષ્ણે બાળકને ઉદ્દેશીને એમ નથી કહ્યું કે તું મારા હુકમથી જીવતો થઇ જા, બલ્કે તેમણે પોતાના પવિત્ર કામોનો આશ્રય લઇને એક પ્રકારની દુઆ કરી હતી. અને એજ

એવી કસોટી છે જેને અમે મુસલમાનોએ પેગંબરો ને ઓળીઆઓને મોઢે સાંભળી છે, એટલે એ લોકોએ જ્યારે કોઇ મુડદાંને જીવતું કર્યું છે તો ઇશ્વરની આગળ દુઆ કરીને કર્યું છે. મુસલમાનો હદીસે કુદસીઆની મતલબથી જાણીતા છે જે ખુદાએ પોતાના પેગંબર મુંહમદ સલ૦ને મોઢે ફરમાવી છે.

"કે જ્યારે માણુસ પવિત્ર કામોથી મારી સમીપતા પ્રાપ્ત કરે છે એટલે હું તેની આંખ થઇ જાઉં છું. મારા વડે જુએ છે, હું તેનો હાથ થઇ જાઉં છું મારા વડે કામ કરે છે ને ઝાળે છે. હું તેનો કાન થઇ જાઉં છું મારા વડે સાંભળે છે હું તેની જીભ થઇ જાય છું મારા વડે બોલે છે."

તેથી જો કોઇ પવિત્ર કામો કરનાર ભક્તને હાથે કોઇ કામ એવું થાય કે જે બુદ્ધિ ને કુદરતનાં જાહેર કામોથી વિરૂદ્ધ દેખાય તો માની લેવું જોઇએ કે એનો કરનાર ખુદાજ છે. દેખીતી રીતે તે કામ એક માણસના હાથ કે જીભે થયું હોય પરંતુ તેનો ખરો કર્ત્તા તેજ ખુદા છે.

આ બનાવથી એ પણ સાબીત થાય છે કે **શ્રી** કૃષ્ણ જો કે માણુસ હતા પણ ધાર્મિક આગેવાનને અવતાર હતા, નહિ તો તે એવી અદભુત માંગણી કરી શકત નહિ. એટલે એક મરી ગએલા બાળકને જીવતું કરવા માટે તેમના પર લોકો દબાણ કરત નહિ. જે આર્યસમાજીઓ, **શ્રી** કૃષ્ણની અવતાર તરીકેની ને ધાર્મિક આગેવાન તરીકેની પદવીની ના પાડે છે અને એમને ફક્ત એક પ્રખ્યાત રાજા કહે છે તેઓ આ બધી વાતો ઉપર વિચાર કરે જેમનું વર્ણન આ પુસ્તકમાં મે ઠામેઠામ કરીને સૂચના કરી છે.

પરીક્ષિતને જીવતો કરીને શ્રી કૃષ્ણ દિલ્હીથી દ્વારકા પધાર્યા ને તે પછી તેઓ કદી પણ દિલ્હી આવ્યા નહિ. તે પછી એક વરસ સુધી તેઓ જીવતા રહ્યા એ દરમ્યાન એમના કુટુંબીઓએ માંહોમાંહે વઢીને પોતાનો નાશ કર્યો.

**શ્રી કૃષ્ણનું મરણ**

શ્રી કૃષ્ણનાં આચરણ ને ટેવોને આ સંક્ષિપ્ત જન્મ ચરિત્ર ઉપરથી સમજી લીધાં હશે કે તેઓ દુર્ગુણીઓનો નાશ કરવા માટે જગતમાં અવતર્યા હતા. કંસ, જરાસંધ, દુર્યોધન અને બધા મોટા મોટા જુલમીઓનો એમણે નાશ કર્યો અને એમના મુકાબલા વખતે કદી પણ એમની વાચા અને કર્ત્તવ્યોમાં દયા કે બીક દેખાડી નહિ. જો કે એ શતરૂઓમાં એમના મિત્રો સંબંધીઓ ને સગાં પણ હતાં.

એજ સ્થિતિ દ્વારકામાં પણ થઇ. ત્યાં તો બધાં એમનાં સગાં વહાલાં ને બાળગોપાળ હતાં. પરંતુ જ્યારે એમણે જોયું કે દારૂ, જુગાર, ઇર્ષ્યા, દ્વેષ અને સેંકડો દુર્ગુણોમાં એમના ભાઇઓ ડુબેલા છે એટલે એમણે એવી રીત ગ્રહણ કરી કે એક ખાસ મંડળીમાં કે જે શાહેરથી બહાર મળી હતી ને જ્યાં બધા લોકો એકઠા થયા હતા ત્યાં અંદર અંદર તલવાર ચાલીને એવી ચાલી કે એ ચાર વિના એક માણસ પણ જીવવા પામ્યું નહિ.

શ્રી કૃષ્ણ પોતે પણ આ અંદર ખાનેની લડાઇમાં શામિલ હતા ને એવું જણાય છે કે તે દરેક પક્ષને ઉશ્કેરી ઉશ્કેરીને લડાવે છે. કદીક આ પક્ષમાં આવી તેને ઉશ્કેરતા હતા. કદીકને સામા પક્ષમાં જઇને તેને લડવા માટે તૈયાર કરતા હતા. અર્થાત એવી જબરી મારા મારી ને કાપાકાપી ચાલી કે એ ચાર જણજ બચી શકયા.

ખુનરેજીના દરમ્યાનમાં **શ્રી** કૃષ્ણ ઉભા ઉભા મંદહાસ્ય કરતા હતા. જાણે કે તેમને આ ખૂનરેજીમાં મજા આવતી હતી. ફક્ત બળરામ, **શ્રી** કૃષ્ણ ને બે ચાર માણસો બચી ગયા હતા બાકી બધાનો ત્યાંજ ઢગલો થઇ ગયો.

આ બનાવથી કેટલાકના મનમાં ખ્યાલ આવશે કે ઇશ્વરના ભક્તોનું કામ ખૂનખારી કરવાનું નથી. પરંતુ તેમણે હઝરત નૂહઅલ૰નો વિચાર કરવો જોઇએ જેમણે દુર્ગુણી લોકોને માટે ઇશ્વરની આગળ શ્રાપ દઇને જગ પ્રલયને બોલાવ્યો હતો ને બધી દુન્યાને ડુબાડી દીધી હતી.

આ બધા ચમત્કાર ઇશ્વરની કુદરતના છે. કોઇ વખતે તે પોતાના ભક્તોને ક્ષમા કરે છે, કોઇ વખતે તે તેમના ઉપર કોપ કરે છે ને નાશ કરે છે. **શ્રી**કૃષ્ણ પણ ઇશ્વરની તરફથી પધારેલા હતા ને તેમને હુકમ હતો કે ઇશ્વરની આજ્ઞા ન માને તેનો નાશ કરવો ને તે વખતે આ મારો દીકરો છે, ભાઇ છે સંબંધી છે કે મિત્ર છે તેનો વિચાર ન કરવો તેથી તેમણે એવુંજ કર્યું ને બધું જીવતર એજ ફરજ બજાવવામાં ગાળ્યું.

જ્યારે યાદવવંશની પૂર્ણાહુતિ થઈ ગઇ એટલે **શ્રી**કૃષ્ણ વાનપ્રસ્થ થયાં ને ત્યાં જઇને ઇશ્વરની ઇબાદત કરવા લાગ્યા ને એમનો ભાઈ બળરામ પણ દ્વારકામાંથી નીકળીને દરીઆ કિનારે જઇને બેઠો ને ત્યાંજ મરણ પામ્યો.

અર્જુનને આ સમાચાર દિલ્લીમાં મળ્યા એટલે તે દ્વારકા ગયો ને તેણે **શ્રી**કૃષ્ણના પૌત્ર ને ગાદીએ બેસાડી અવશેષ રહેલા વંશનો રાજા સ્થાપ્યો.

**શ્રી**કૃષ્ણ વરસો સુધી વાનપ્રસ્થ રહી ઇશ્વરની ઇબાદતમાં રોકાયા. એક દિવસ તે સમાધિમાં બેઠા હતા તેવામાં છેટેથી એક શીકારીએ તેમને જોયા ને હરણ સમજીને તીર માર્યું.

જેથી **શ્રી**કૃષ્ણ ઘાયલ થયા. શિકારી પાસે આવ્યો એટલે તે **શ્રી**કૃષ્ણને ઘાયલ જોઇને ઘણો પસ્તાયો. પગે લાગ્યો ને ક્ષમા માંગવા લાગ્યો. **શ્રી**કૃષ્ણ ફરી હસવા લાગ્યા ને ફરમાવ્યું. "જા, જા, ક્ષમા કરૂં છું" એટલું કહીને તેપડી ગયા ને પ્રાણ નીકળી ગયા.

ઇશ્વરના વહાલા ને ચુંટી કાઢેલા ભક્તની સ્થિતિ જુઓ જેણે હિંદુસ્તાનના ખુણેખુણામાં પોતાની ધાક બેસાડી હતી. જેણે બધા અહંકારી ને ફીરઓન જેવા જુલમી રાજાઓને માટી ભેગા કર્યા હતા. જેની બુદ્ધિ ને કળાથી તાજ ને તખ્ત ઉત્પન્ન થતાં ને નાશ પામતાં હતાં. આજે તે જગતથી સિધાવે છે, તો કેવી સાદાઇથી જાય છે. તેણે જગતના વૈભવ ને દોલતને લાત મારી છે, તે ગરીબો ને લાચારોની પેઠે માટીના પાથરણા પર સુતો છે, ને પ્રાણ પરમેશ્વરને અર્પણ કર્યા. આજે તેની સેવા ચાકરી કરનાર કોઇ પણ તેની પાસે નથી. કોઇ વિલાપ કરનાર કે શોક કરનાર નથી. તેની ખુશીમાં વાહવાહ કરનાર પણ નથી ફકત એકલો તે હતો ને તેનો ઇશ્વર હતો કે જે પોતાના વહાલા ભક્તોનો હમેશા સાથી છે.

કહે છે કે **શ્રી**કૃષ્ણ મરણ પામતાંજ તરત આકાશની તરફ ઉડીને ગયા ને પછી તેમના શબનો કાંઇ પતો લાગ્યો નહિ. કહે છે કે આ વર્ણન શ્રદ્ધાળુ લોકોનું મન કલ્પિત છે. પરંતુ એમાં નવાઇની શી વાત છે? તેમનો આત્મા તો દરેક રીતે ઉચ્ચતર સ્થાને ગયોજ. શરીર પણ ઇશ્વરે ઉચકી લીધું હોય તો નવાઇની શી વાત છે. શું **હજરત ઇસા અલ૦** શરીરની સાથે આકાશ પર પધાર્યા નથી ને જે હજુ પણ ત્યાં મોજુદ છે.

**સમાપ્ત.**

# કૃષ્ણકથા ઉપર એક નજર.

જે લખવું હતું તે લખી ચુક્યો, જે કહેવું હતું તે કહી ચુક્યો, શ્રીકૃષ્ણની આપવીતી આખા જગતની આગળ મૂકી દીધી.

આ કહેવું અને એ દાવો કરવો કે મેં શ્રીકૃષ્ણનું બધું જીવન ચરિત્ર લખ્યું છે અસત્ય ભાષણ છે. તેથીજ તેમની કેળવણી ને આચરણની ઉચ્ચતાનું આ પૂરૂં વર્ણન પણ નથી. કેમકે આ નાના પુસ્તકમાં તે શી રીતે આવી શકે. એમાં તો ફક્ત એક સાધારણ વર્ણન ને એમના જીવતરના મોટા મોટા બનાવો છે. જેથી મુસલમાન કોમને શ્રી કૃષ્ણની હસ્તીથી વાકેફ કરવાની જરૂર હતી. ને હું ખુદાનો ઉપકાર માનું છું કે તેણે મને આવી શક્તિ આપી ને મારા વતન હિંદુસ્તાનની એક અગત્યની સેવા મારી કલમથી પુરી કરાવી જે ઉપર દેશની ભવિષ્યની પ્રીતિ ને બે કોમોનો સંપ આધાર રાખે છે.

અમે બધા આ દેશમાં રહીએ છીએ. હિંદુ હો કે મુસલમાન સિખ હો કે પારસી, ખ્રીસ્તી હો કે યહુદી, ઉત્તમ હો કે કનિષ્ટ ધનવાન હો કે નિર્ધન, એકમાનાં બાળક છીએ, એક ઘરના રહેવાસી છીએ. દેશની સેવા કરવી એજ ઉદ્દેશ અમારા બધાનો છે.

યુરોપની લડાઇ પછી અમોને આપણી બ્રીટીશ સરકારની તરફથી સ્વરાજ્ય, સેલ્ફ ગવર્મેંટ, હોમરૂલ અથવા સ્વતંત્ર રાજ-સત્તા મળવાની આશા રહેલી છે. પરંતુ તે આશા શી રીતે પરિપૂર્ણ થઇ શકે છે જ્યારે અમારી ભાષામાં જુદાઇ છે, અમારા ધર્મોમાં ભિન્નતા છે, અમારી રહેણી કરણીમાં વિરોધતા છે ને અમારામાંનું દરેક ટોળું બીજા સ્વદેશી ટોળાથી

જુદું પડેલું ને રૂડેલું દેખાય છે. એકસંપી મૂળતત્ત્વ વિના હિંદુસ્તાન સ્વરાજ્યને લાયક છે એમ કદાપિ પણ સમજાશે નહિ ને એનો ઉપાય એજ છે કે હિંદુઓ પોતાની ધાર્મિક માન્યતા પોતાના ઘરો ને અંતઃકરણોમાં રાખી મૂકે ને મુસલમાનો સાથે તેને બાથમબાથા થવા દેવાની કોશીશ ન કરે. ને મુસલમાનો પોતાની ધાર્મિક માન્યતા ખાનગી રીતે માનીને છચોક બીજા ધર્મ ને કાંટાઓમાં દખલ દેવામાં દૂર રહે કે જેથી બહારની દુન્યામાં અમારી રહેણી કરણી ને કામકાજેમાં બધાને એકસંપી નજર આવે અને એ ત્યારેજ થશે જ્યારે અમે એક બીજાના મહાન પુરૂષોને માન આપવાનું શીખીશું ને તેમના વર્ણનથી જાણીતા થઇને પરદેશી લોકોની સામે એમનું વર્ણન ગર્વથી કરીશું કે અમારા કૃષ્ણ આવા હતા, અમારા રામ આવા હતા, અમારા અકબર આવા હતા ને અમારા શાહજહાન આવા હતા.

કૃષ્ણકથા અથવા શ્રી કૃષ્ણનું જન્મ ચરિત્ર મેં મારી પોતાની માનતા ને વિચાર પ્રમાણે લખ્યું છે, દરેક માણસ મારી સાથે સંમત થાય એમ હું આગ્રહ કરતો નથી. છતાં મેં વર્ણન કરવામાં મારા પોતાના અભિપ્રાયને દાખલ કર્યો નથી. વર્ણન તો જેવાં ને તેવાંજ જે પ્રમાણે હિંદુ પુસ્તકો ને હિંદુ કથાઓમાં વર્ણવેલાં છે તે પ્રમાણે કાંઇ પણ ન્યુનાધિકતા વિના લખ્યાં છે અલબત કેટલેક ઠેકાણે બનાવનું વર્ણન કર્યા પછી મેં મારો અભિપ્રાય આપ્યો છે અથવા હકીકતોને બધાને સમજ પડવા માટે જરા વિસ્તારથી વર્ણવી છે.

શ્રી કૃષ્ણનાં ભાષણો જે આ પુસ્તકમાં લખ્યાં છે તે તેમના શબ્દોનો અક્ષરે અક્ષર તર્જુમો નથી. બલ્કે મારા લખાણની રૂઢિ પ્રમાણે બધાને સમજાય તેમ લખ્યાં છે.

રાધાજીના સંબંધમાં મેં જે અભિપ્રાય આપ્યો છે તે જે હિંદુઓ તત્ત્વજ્ઞાની છે તેજ માનશે. જે માન્યતા હજારો વરસથી હૃદયમાં ચિરસ્થાયી થઇ ચોંટી છે તે મારા જેવા ત્રાહીત માણસના લખવાથી દૂર થાય એ અશક્ય છે.

કબીર સાહેબે પણ રાધાજીના સંબંધમાં એક દોહરામાં મારા અભિપ્રાયને મળતોજ વિચાર જણાવ્યો છે જે મેં આ પુસ્તકમાં લખ્યો છે. તેઓ ફરમાવે છે કે રાધા આત્માની ધારાનું નામ છે કોઇ સ્ત્રીનું નામ નથી.

મેં આ પુસ્તકમાં આર્યસમાજના વિચારોની ઘણે ઠેકાણે વિરૂદ્ધતા દર્શાવી છે તેથી એમ ન સમજવું કે હું ·આર્યસ-માજીઓની સાથે શત્રુતા રાખું છું. એ તો ફક્ત અભિપ્રાયની ભિન્નતા પ્રગટ કરવાનુંજ કારણ હતું. હું તે મુસલમાનોના અભિપ્રાયથી પણ વિરૂદ્ધ છું જેઓ બુદ્ધિ ને પદાર્થોના તરંગમાં આત્મિક પુરૂષો ને આત્મિક વાતોનો ઇનકાર કરે છે.

**લાલા** લજપતરાય સાહેબના પુસ્તકની મે કૃષ્ણનીતી લખવામાં ઘણી મદદ લીધી છે. પરંતુ તે સાથેજ મને અફ-સોસ છે કે **લાલા** સાહેબના એ અભિપ્રાયથી હું જુદો પડ્યો છું જે એમણે **શ્રી** કૃષ્ણના અવતાર હોવા અથવા ધાર્મિક આગેવાન હોવા અથવા ગીતાના કર્તા હોવાની વિરૂદ્ધ આપ્યો છે. એટલે કે તેઓ **શ્રી** કૃષ્ણને અવતાર પણ માનતા નથી ને ધર્મના આગેવાન પણ માનતા નથી. વળી નવાઇની વાતતો એ છે કે તેઓ એ વાતની પણ ના પાડે છે ને કહે છે કે ગીતા કોઇ અન્ય માણસે લખી શ્રી કૃષ્ણના નામથી પ્રખ્યાત કરી દીધી છે.

આજે આખો યુરોપ ને યુરોપમાં સૌથી વધારે શોધક જર્મની તો હિંમતની સાથે કહે છે કે ગીતા શ્રી કૃષ્ણ

રચિત છે ને ફક્ત ગીતાના કારણથી શ્રી કૃષ્ણને જગતના મહાન પુરૂષોમાં ગણવા પડે છે અને લાલા લજપતરાય સાહેબ ફક્ત એટલા માટેજ કે જો ગીતાને શ્રી કૃષ્ણ રચિત માનવામાં આવશે તો પછી તેમને અવતાર પણ માનવા પડશે કેમકે ગીતામાં તેમણે પોતે અવતાર હોવાનો દાવો કર્યો છે એટલા માટે ગીતાના રચનાર તરીકે શ્રી કૃષ્ણને માનતા નથી.

હે હિંદુસ્તાનીઓ ! પારકા શુકન માટે પોતાનું નાક ન વઢાવો. બેશક શ્રી કૃષ્ણ ઇશ્વર નહોતા. અને અવતારનો અર્થ એવો નથી કે ઇશ્વર કોઇ ખોળીઆમાં જન્મ લે છે. જે હિંદુઓ શ્રીકૃષ્ણને ઇશ્વર સમજે છે અથવા એવો અવતાર સમજે છે જેના પેટમાં ઇશ્વર પેસી ગયો હોય તે ભૂલ કરે છે. તેમને નમ્રતાથી સમજાવવા જોઇએ, તેમને દાખલા દૃષ્ટાંતથી મનાવવું જોઇએ એવું ન કરવું જોઇએ કે બોધ કરવા બેઠા એટલે માનવંતા પુરૂષોના સદ્‌ગુણનો પણ નાશ કરી નાંખવો.

શ્રીકૃષ્ણની મોટાઇમાં હિંદુસ્તાનની મોટાઇ છે. શ્રીકૃષ્ણને અવતાર માનવામાં ને ગીતાના કર્ત્તા માનવામાં હિંદુસ્તાનની આબરૂ છે. તમે એમાં કલંક ન લગાડો ને પોતાના ભોળા હિંદુ ભાઇઓને જેઓ અજ્ઞાનતાથી શ્રીકૃષ્ણને ઇશ્વર સમજવાં લાગ્યા છે કોઇ બીજી પદ્ધતિથી સમજાવો.

અવતારનો પ્રશ્ન ઘણો ગુંચવણ ભરેલો ને લાંબો ખુલાસો કરવા જેવો છે. જેને આ પુસ્તકના બીજા ભાગમાં ખુલાસાથી વર્ણવવામાં આવશે. પરંતુ થોડોક ખુલાસો અહીં પણ કરવાની જરૂર છે કે મારી મુસલમાન કોમ તે સમજી શકે.

**અવતાર કોને કહેછે.** હિંદુઓ માને છે કે જ્યારે માણસોમાં સંસારિક અથવા ધાર્મિક બાબતોમાં કોઇ સુધારો કરવા જેવી ખરાપી પેદા થાય છે એટલે ઇશ્વિર અવતાર ધારણ કરીને તેને દૂર કરે છે. અવતારનું જાહેર થવું અગત્ય પ્રમાણે જુદા જુદા રૂપમાં અને સ્થિતિમાં હોય છે.

દાખલા તરીકે એક રાજા હતો. તે ઘણોજ માથાનો ફરેલો ને નાસ્તિક હતો. પરંતુ તેનો દીકરો આસ્તિક હતો. રાજા આસ્તિકો પર જુલમ કરતાં કરતાં એટલો બધો બહેકી ગયો કે પોતાના દીકરાપર પણ જુલમ કરવા લાગ્યો ને એક દિવસ અહંકારમાં આવીને પોતાના દીકરાને કહેવા લાગ્યો કે "ઇશ્વર કોઇ પદાર્થ છે તો દરબારના આ સ્થંભ માંથી બહાર નીકળીને આવે ને તને મારી તલવારથી બચાવી લે." છોકરે જવાબ આપ્યો "હા, મારા ઇશ્વિરમાં આ શક્તિ છે. તે સ્થંભમાંથી નીકળીને મને સહાય કરી શકે છે" રાજા ગુસ્સે થઇ ગયો ને પોતાના છોકરાને મારી નાંખવા માટે મારાને હુકમ કર્યો. જેવો મારો આગળ આવ્યો કે સ્થંભ ફાટી તેમાંથી સિંહના રૂપમાં એક માણસ નીકળ્યો જેણે ઇશ્વરના ભક્ત છોકરાને કતલ થતાં બચાવી લીધો ને રાજાનું પેટ ચીરી નાંખીને તેને મારી નાંખ્યો. આને અવતાર કહે છે. અને જ્યારે અવતાર પ્રકટ થાય છે ત્યારે એવાજ પ્રકારના બનાવ બન્યા છે.

વિદ્વાન ને જ્ઞાની માણસો એ વાત માનતા નથી કે ઇશ્વર માણસનું શરીર કે પ્રાણીનું રૂપ ધારણ કરે છે. પરંતુ તેમનું કહેવું એમ છે કે ઇશ્વર પોતાની કોઇ શક્તિ માણસને આપે છે ને તે શક્તિના બળવડે તે માણસ દુનીઆમાં સુધારો કરે

છે. જેવો સ્વભાવ એ માણસને મળે છે તે ગુણને અનુસરીને તે અવતારનું નામ પ્રખ્યાત થાય છે.

મુસલમાનો જો એ વાતને સમજવા ઇચ્છતા હોય તો એવી રીતે સમજી શકે છે કે **હઝરત નુહ અલ૦** પેગંબર સાહેબના સમયમાં દુન્યાના માણસો માથાના ફરેલાને નાસ્તિક થઇ ગયા હતા. એટલે ખુદાએ **હઝરત નુહ**ના હાથે પહેલાં તેમને સમજાવ્યા, ને જ્યારે તેઓ ન સમજ્યા એટલે જળપ્રલય કરીને તેમને ડુબાડી દીધા. એવી રીતે **હઝરત નૂહ** જાણે જળપ્રલયના અવતાર હતા. તેમજ **હઝરત મુસા** અલ૦ના સમયમાં છુમંતરવાળા ને જાદુગર લોકોએ ધાંધલ મચાવી મૂક્યું હતું ને તેમના ચમત્કારિક કામો જોઇને લોકો ફિરઓનની પૂજા કરતા હતા ને નાસ્તિક થઇ ગયા હતા. એટલે ખુદાએ **હઝરત** મુસાને એ પ્રકારના અવતાર બનાવ્યા જે પ્રકારની તે ના પાડતા હતા. અર્થાત **હઝરત** મૂસાને એવો ચમત્કાર આપ્યો કે જેવડે જાદુગરો નિરૂપાય થઇ ગયા. જાદુગરોએ દોરડીના સાંપો બનાવ્યા એટલે **હઝરત** મૂસાએ લાકડીનો સાંપ બનાવીને દેખાડયો ને એતુંજ નામ અવતાર છે, અર્થાત એમાં ખુદાએ પોતાની તે શક્તિ મૂકી હતી જે વડે નાસ્તિકોના જાદુમંત્ર હારી ગયા.

**હઝરત** ઇસા અલ૦ના સમયમાં વૈદ બહુ હતા તેથી તેમને મડદાંને જીવતા કરવાનો ને આંધળાઓને દેખતા કરવાનો ચમત્કાર આપેલ. જેથી નાસ્તિક વૈદ લોકો આશ્ચર્ય પામ્યા તેથી એ શક્તિ અવતાર છે.

અમારા પયગમ્બર રસુલ હઝરત **મુહંમદ મુસ્તફા** ( સ. અ. ) ના સમયમાં કવિઓને વિદ્વાનોની ધુમ હતી. એટલે ખુદાએ એમને એક એવું રસિક પુસ્તક આપ્યું



હિંદુ વિમાનનો નમુનો.

*The Lakshmi Art. Byculla Bombay.*

દરેક કવિ ને રસિક માણસનું મોં બંધ કરી દીધું ને નાસ્તિક લોકો તેની આગળ લાચાર થઇ ગયા એનેજ અવતાર કહે છે.

વિદ્વાન હિંદુઓ જેમને પોતાના વેદાંત ઉપર વિચાર કરવાનો સમય પ્રાપ્ત થયો છે તેઓ કદી પણ માનતા નથી કે એમના અવતાર ઇશ્વર હતા. અથવા ઇશ્વર એમાં સમાઇ ગયો હતો. તે પણ અમારી પેઠે એમાં ઇશ્વરની કુદરત સમાએલી હતી એમ માને છે ને એમને ઇશ્વરની તરફથી નિર્માણ કરેલા માને છે.

તો પછી અમે હિંદુઓ સાથે વઢીએ તો કેવું નકામું કામ કહેવાય. અથવા આર્ય સમાજી લોકો પોતાના અવતારોની પ્રતિષ્ઠા જગતમાં ઘટાડે તો તેઓ કદાપ પણ જગતના હિતેચ્છુ સમજવામાં આવશે નહિ.

હું મુસલમાન છું ને મેં હિંદુઓના એક મહાન પુરૂષના જન્મચરિત્ર પર આ પુસ્તક લખ્યું છે.

**હું મુસલમાન છું** ત્રાહિત કોમ ને ત્રાહિત ધર્મના માણસથી ભૂલ થાય એ સંભવિત છે.

તેથી મારી કલમથી અજાણપણામાં કોઇ એવી વાત નીકળી હોય જે હિંદુઓને ન રૂચે તો એ પણ સંભવિત છે. પરંતુ મને આશા છે કે મારી નિષ્ઠાનો વિચાર કરવામાં આવશે ને હિંદુઓ એટલું વિચારશેકે મેં જાણી જોઇને કોઇ ભૂલ કરી નથી. ત્રાહિત પણાના કારણથી કાંઇક વિરૂદ્ધ લખાઈ ગયું હોય તો તે ઉપર ટીકા કરવા જેવું નથી.

આ પુસ્તકમાં જેટલા ફોટો આપવામાં આવ્યા છે તેમાંથી કેટલાકનું વર્ણન પુસ્તકમાં આપવામાં

**કૃષ્ણકથાના ફોટો.** આવ્યું છે પરંતુ એક ફોટો એરોપ્લેન (વિમાન) નો પણ આમાં આપ્યો છે

જેનો સંબંધ કૃષ્ણ કથા સાથે કાંઇ નથી. મહાભારતના યુદ્ધમાં

એના કાંઇક પુરાવા મળે છે કે હિંદુઓમાં તે વખતે વિમાન હતાં. પરંતુ મને એનો મજબુત પુરાવો ન મળ્યો જેના આધારથી હું આ વિમાન ઉપર અને તે વખતના અદ્ભુત હથીઆરો ઉપર પ્રકાશ પાડી શકું. તે વિના પુસ્તકનું કદ વધી જવાની પણ બીક હતી ને સૌથી મોટી વાત તો એ છે કે શ્રીકૃષ્ણના વર્ણનની સાથે એનો કાંઇ સંબંધ નહોતો. છતાં મેં ફોટોમાં એક ફોટો વિમાનનો પણ મૂકયો છે. જેથી કાંઇ નહિ તો સહેજ પણ તે સમયના વિમાનની હકીકત સમજવામાં આવશે ને જણાઇ આવશે કે અમારો હિંદુસ્તાન દેશ તે વખતે કેટલી બધી ઉન્નતિ ઉપર પોહોંચેલો હતો લડાઇના હથીઆરોમાં તેણે કેટલો બધો સુધારો કર્યો હતો.

તમે એ વિચાર કદી પણ કરશો નહિ કે એથી હિંદુઓની મોટાઈ સાબીત થાય છે. માટે અમે એ દાવો કેમ કબુલ કરીએ બલકે તમે એમ સમજો કે એથી અમારા દેશની ખ્યાતિ વધે છે ને લાયક તથા જીવતી કોમ તેજ છે કે જે પોતાના મુલકના કાંટાને પણ ફુલ સમજે છે ને ફુલની પેઠે તેનું વર્ણન કરે છે.

હે હિંદુસ્તાનીઓ ! હવે તે ભિન્નતાને ભૂલી જાઓ. જે રાજ્ય સત્તાની ખેંચતાણે હિંદુ મુસલમાનમાં પેદા કરી છે હવે તમે બંને ત્રીજાના તાબામાં છો હવે તો તમારે એક મન એક તન થઇને આ દેશમાંજ પોતાનું જીવતર ગાળવું જોઇએ અને કહો:

**સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા**

**ભાવાર્થ**—આખા જગતથી ઉત્તમ હિંદુસ્તાન અમારો.

**વસ્સલામ.**

**હસન નિઝામી.**

**સમાપ્ત.**

# મી. નિઝામુદ્દીન કુરેશીની લખેલી પ્રખ્યાત વાર્તાઓ.

**જંગે ત્રીપોલી**—ભાગ ૧-૨-૩-૪ તુર્કીઓ વિરૂદ્ધ ઈટાલીયનોની સાથે ત્રીપોલીમાં ચાલેલી ભયંકર લડાઈના બનાવો વાર્તાના રૂપમાં અસરકારક રીતે વર્ણવામાં આવ્યા છે. કીમત દરેક ભાગના ફક્ત બાર આના પોસ્ટેજ જુદું.

**ગવહરજાન અથવા અલબેલી નાર**—ગવહરજાન નામની એક ગુણીકાએ પોતાની આખી જીંદગીનું બોધદાયક વર્ણન વાર્તાના રૂપમાં લખ્યું છે અને નાયકાઓના પ્રપંચોનો પરદો ઉઘાડયો છે નવ જવાનોએ ખાસ વાંચવા લાયક છે કીમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

, **નસીરૂદ્દીન**—ચઢતી પડતીના ચિતાર દર્શાવનારી વાર્તા નસીરૂદ્દીન નામના ગ્રહસ્થે પોતા પર વીતેલી વિટમ્બણાઓનો રસીક અહેવાલ વાર્તાના રૂપમાં લખ્યો છે કીમત આઠ આના પોસ્ટેજ જુદુ.

**સલીમ અને મહેરૂનીસા**—હીંદના મહાન શહેનશાહ જહાંગીર અને તેની બેગમ નુરજહાંની પ્રેમ કથાથી કોણ અંજાણુ છે ? ખાસ વાચવા લાયક છે. કીમત આઠ આના પોસ્ટેજ જુદું.

**અણધારી આફત**—છુપી પોલીસને લગતી ભેદ ભરમવાળી વાર્તા ખાસ વાંચવા જેવી છે કીમત આઠ આના પોસ્ટેજ જુદું.

**જહાંકદર**—નાદિરશાહ બાદશાહે દીલ્લી ઉપર કરેલી ચઢાઈ વખતની ઇતિહાસિક પ્રેમકથા, મહમદશાહ રંગીલાનો દરબાર અને જહાં કદરની બહાદુરી વીગેરે ખાસ વાંચવા લાયક છે. કીમત ફક્ત ચાર આના પોસ્ટેજ જુદું.

**કનીઝે ફાતમા**—આ પ્રખ્યાત વાર્તાની બીજી ગુજરાતી આવૃતી બહાર પાડવામાં આવી છે. કનીઝે ફાતમા નામની બાળા ઉપર પડેલી વીપતીઓની દર્દનાક કહાણી ખાસઅસરકારક અને બોધદાયક છે. આ વાર્તાની ઉર્દુ આવૃતી વીલાયતના સીવીલ સર્વીસના કોર્સમાં મંજુર થએલી છે કીમત માત્ર રૂ, ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

**આબેદા**—ભાગ ૧ ઇસલામ ધર્મના મહાન શિક્ષણો વાર્તાના રૂપમાં વર્ણવેલા છે અને આબેદા નામની એક બાળાની જીંદગીનાં વૃતાંતમાં તેનો સમાવેશ કરેલો છે. વાર્તાનું વર્ણ નિહાયત દિલચસ્પ અને મનન કરવા જોગ છે. કીમત ફક્ત બાર આના પોસ્ટેજ જુદું.

**અખતર મેહેલ**—દીલ્હીના મહાન પાદશાહ શાહજહાનના સમયની દિલચસ્પ વાર્તા છે. ચડતી પડતીના ચિતાર અને ભેદ ભરમથી ભરપુર છે કીમત ફક્ત બેઆના પોસ્ટેજ જુદુ.

**ઇદની એક અનમોલ ભેટ**—ભેદ ભરેલી ખાસ વાંચવા લાયક વાર્તા છે કીમત ફક્ત બે આના પોસ્ટેજ જુદુ.

**ફાકામાં રોઝો**—દીલ્હીના છેલ્લા મુગલ શહેનશાહ બહાદુરશાહના કુટુંબની દુ:ખદાયક કહાણી કીંમત એક આનો.

**નિઝામી વાર્તાઓ**—મી. કુરેશીની આઠ વાર્તાઓનો સંગ્રહ કરીને છાપવામાં આવ્યો છે. વાર્તા એક કરતાં એક સરસ છે. ઉપરાંત જાણીતા મરહુમ લેખક મી. જીલાનીના કાવ્યો, જીંદગીનું વૃતાંત અને મજમઉલ અહેબાબનો સુંદર ફોટો આપવામાં આવેલો છે કીમત ફક્ત દસ આના પોસ્ટેજ જુદુ.

**જોશે જવાની ઉર્ફે વસ્લે જમીલ**—ખાસ વાંચવા લાયક છે કીમત ચાર આના.



# મી. નિઝામુદ્દીન કુરેશીના
# બીજા પુસ્તકો.

---

**અમારા નબી અને તેમના બોધ વચન**—હઝરત મોહમ્મદ સલ૦ ના મુબારક જન્મથી તે દુનિયાથી પરદા પોશ થયા ત્યાં સુધીની હકીકત સરળ અને સહેલી ગુજરાતી ભાષામાં લખવામાં આવી છે. વળી હદીસોની મુસતનદ કીતાબોમાંથી બોધ લેવા લાયક ત્રણસો હદીસોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કીમત આઠ આના.

**અમારા નબી**—આ કિતાબમાં ફક્ત હઝરત મોહમ્મદ સલ૦ના મુબારક જન્મથી તે દુનિયાથી પરદાપોશ થયા ત્યાં સુધીની હકીકત લેવામાં આવી છે. કીમત બે આના.

**અમારા રસુલના સદ્ગુણો**—આ નાનકડા ટ્રેકટમાં હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ દહેલવીના "હમારે રસુલકે અખલાક" નામના રિસાલાનો તરજુમો આપવામાં આવેલો છે કીમત અરધો આંનો.

**તઝકીરએ મોહરરમ**—આ નાનકડા ચોપાનીયામાં રૂબાઇ, સલામ, રોઝે આશુરાની ફઝીલત, મોહરરમના અર્થ યઝીદની તખ્તનશીની, ઇમામ હુસેનથી બેઅત લેવાની કોશીશ, મક્કાની મુસાફરી, મુસલિમની રવાનગી, ઇમામ હુસેનની કુફાની મુસાફરી, કરબલાની લડાઇનું મેદાન, શહાદત પછીની હકીકત, ઇમામ હુસેસનો બદલો તથા મોહરરમ માસના જાણીતા બનાવો લખવામાં આવ્યા છે કીમત એક આનો.

**તોહફએ ઇદુદ દોહા**—આ નાહના ચોપાનીયામાં ઇદુદ દોહા ( બકરી ઇદ ) ના દરેક મુસલમાનને જાણવા જોગ

મસઅલા તથા ઇદને લગતી વિગત આપવામાં આવી છે કીમત અરધો આનો.

**મઝહબી નોંધપોથી**—હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબના ઉરદુ રીસાલાનો ગુજરાતી તરજુમો છે જેમાં એક મુસલમાનને જે જે મઝહબી વાતોની જરૂરત પડે છે તે દરશાવવામાં આવી છે. કીંમત એક આનો.

**ઇદના દરબાર**—ઇસલામની મહાન સલતનતોના સમયે જાહોજલાલીની સાથે ભરવામાં આવતા ઇદના દરબારોનું મન હરણુ વર્ણન ખાસ ઇસલામીઓને વાંચવા લાયક છે. કીમત એક આનો.

**હાલાતે ઇસતમબોલ**—આ પુસ્તકમાં તુરકી સલતનતના પાયતખ્ત ઇસતમબોલ અથવા કોન્સટેન્ટીનોપલ શહેરનું વર્ણન કરવામાં આવ્યું છે આજ સુધી ગુજરાતીમાં ઇસત· મબોલ શહેરની ઇમારતો, રીતભાત વીગેરે વીગતો દર્શાવનારૂં આવું પુસ્તક બહાર પડ્યું નથી. કીંમત ચાર આના.

**નવાબ સદરૂદદીન હુસેનખાનનું ટુંક જીવન વૃત્તાંત**—વડોદરાવાળા પખ્યાત કોમી હમદર્દ નવાબ મીર સદરૂદદીન હુસેનખાન સાહેબની જીંદગીનું વૃત્તાંત મુસલમાનોના માટે ખાસ વાંચવા લાયક છે. એમના તથા બીજા બે મળી ત્રણ સુંદર ઝીંકો ફોટો ઉંચા આર્ટ પેપર ઉપર આપવામાં આવ્યા છે કીમત આઠ આના.

એ ઉપરાંત બીજા પણ પુસ્તકો છે જેનું મોટું પ્રાઇસ લીસ્ટ એક કાર્ડ લખીને મફત મંગાવો.

